અસલ મ્હોટી

# સદેવંત સાવળીંગા

ની

# આઠ ભવની વાર્તા.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

શ્રી હરીહર પુસ્તકાલય

ટાવર રોડ – સુરત


આવૃત્તિ ૫ મી　　　　૪૦૦૦

સને ૧૯૪૦　　　　સંવત ૧૯૯૬

મુદ્રક : ગોવિન્દજી ડાહ્યાભાઈ નાયક, શ્રી "[illegible] બંધુ" પ્રીન્ટીંગ પ્રેસ, બરાનપુરી ભાગળ – સુરત.


કીમત ૮ આના

॥ શ્રી ગણેશાય નમઃ શ્રી શારદાય નમઃ ॥ શ્રી ગુરૂભ્યો નમઃ ॥

# સદેવંત સાવળીંગાની વાર્તા.

દોહરો—સમરૂ દેવી શારદાને, વળી ગણપત લાગુ પાય, અવીચળ વાણી આપજોરે, મારી જીભલડીએ જશ થાય. ॥૧॥ ગુરુ નામસે ગોવીંદ મીલે, ગુરૂ ચરણકી આશ; ગુરૂ નામકો સ્મરણ કરૂં, હોવે રોગંકો નાશ. ॥૨॥ ગુરૂ નામસે ગોવીંદ મીલે, હોવે કારણ સીધ, ગુરૂ નામકા સ્મરણ કરૂં, મળે સીધ નવનીધ. ॥૩॥ ગુરૂ નામસે ગોવીંદ મીલે, ભુલે કરમ સંજોગ, ગુરૂ, નામકો સ્મરણ કરૂં, મળે સુંદર સુખ ભોગ. ॥૪॥ ગુરૂ નામસે ગોવીંદ મીલે, વૈકુંઠકા ધામ; ગુરૂ નામ કો સ્મરણ કરૂં, હોવે મહાબળ કામ. ॥૫॥

દોહરો—એક સમે શીવ પારવતી, કઇલાસ વનમાં જાય;
અસંખ્ય જુગની જોઇ વાવડી ને વળી તેની જાનને માંય. ૧

એક દીવસને સમે મહાદેવ અને પાર્વતી કૈલાસને વિશે બેઠા છે તે સમે પારવતીએ શીવને કહ્યું કે હે ભોળાનાથ! તમે મને પુર્વ પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ ભણીના સર્વ દેશો ને તમામ વનની પ્રદક્ષિણા કરાવી છે, પણ આ ઇશાન ખુણાના પર્વત તથા વન જે ધોળાગર કહેવાય છે તે નથી દેખાડયાં માટે તે મને દેખાડો. તે જોવાની મારી ઘણી ઇચ્છા છે. તે સાંભળી શીવ કહે છે હે પારવતી? એ વનમાં શું જોવું છે. વનમાં તો પાણી ને પાષાણ વિના બીજું કાંઇ નથી માટે હું તો તપ મુકીને નહી આવું. પારવતીએ કહ્યું જો તમે ના કહેશો તો હું અલોપ થઇ જઇશ. ત્યારે શીવે કહ્યું જો તું વનમાં આવીને ત્યા નાના પ્રકારના ઝાડ ફુલ, ને જનાવરનાં ચમત્કાર જોઇ હઠ કરીશ તો! પારવતીએ કહ્યું કે મહારાજ! વગડામાં તે શું જોઇ હઠ કરીશ માટે ચાલો મારે તો કાંઇ હઠ કરવી નથી એમ કહી મહાદેવ અને પારવતી એ વન વિષે ચાલ્યા જાય છે. જયાં મધ્ય ભાગે ગયા એટલે

નાના પ્રકારની ફુલની વાડીઓ ... ખળખળ વહે જાય છે, અનેક પ્રકારનાં પક્ષીઓ ઝીણે સ્વરે ગાયન કરે છે અને ત્યાં સુગંધીદાર જે પવન તે પણ મંદમંદ વાય છે તેવું રમણીક વન જોઇ પારવતી અંતર વિષે આનંદ પામી શીવને કહે છે કે, મહારાજ આ જંગા ઘણી અલૌકીક દેખાય છે, પણ જ્યાંથી આ પવન ઘણો ઠંડો આવે છે ત્યાં પાણી હશે ખરૂં? નહિ તો આવી ઠંડી લહેર આવે નહિ. તે સાંભળી શિવ કહે છે કે અહીં અસંખ્ય જુગની નાળીએરી વાવ છે ને તે વાવને ત્રણસેં ને સાઠ તો પગથીઆં છે એવી મહા મોટી વાવ છે. તેનુ પાણી કંઇ ગંગાના નિર્મળ નીર જેવું છે. ત્યાં પારવતી કહે કે મહારાજ મને તે વાવ દેખાડો કે તેથી માંહે ઠંડકમાં આપણે જઇ એ ઘડી બેસીએ. તે સાંભળી મહાદેવ પારવતીને લઇ તે વાવ ભણી ચલ્યા, અને વાવ આવી એટલે કહે છે કે જો વાવ આવી. તે વાવ જોઇ પારવતી ઘણાં ખુશી થઇ તે વાવમાં જઇ બેઠાં અને શીવને કહે છે કે હે મહારાજ! આ વાવમાં જઇને તેમાંથી પાણી ભરી લાવી મને પાઓ. ત્યારે શીવે કહ્યું કે હે પારવતી! આપણે જળપાત્ર આસન ઉપર ભુલીને આવ્યાં છીએ માટે તને પાણી શેમાં લાવીને આપું? પારવતી કહે ગમે તેમ કરી મને પાણી લાવી આપો. પછી શીવ ત્યાં સાગના વૃક્ષના પત્ર લઇ તેનો પડીઓ કરીને વાવમાં પાણી ભરવા ગયા, ને ભરી લાવી પારવતીના હાથમાં આપ્યું

દોહરો—પાત્ર અડધું લાવીઆ ને, વળી આપ્યું પારવતીને હાથ;
પોતે ફુવે જેમ પુંમડેરે, તે તો ભોળોરે શંભુનાથ. ૭

જેમ માતા પોતાના બાળકને તરસ્યું જાણી પુરા પ્રેમથી પુમડે પાણી ફુવે તેવીજ રીતે મહાદેવે ઘણા હેતથી પારવતીને તે પડીઓ આપ્યો. પાણીનો પડીઓ હાથમાં લઇ જેવું પારવતી પીવા જાય છે તેટલામાં ઉંચેથી તે પાણીમાં જાનવરનું પ્રતીબીંબ પડયું તેથી પાણી પીવું બંધ રાખી પારવતી ઉંચે વૃક્ષ ઉપર જનાવરને જુવે છે, એટલે શીવે કહ્યું કે

હે પારવતી ! તું જળ પીતી નથી ને જળમાં, એવું શું દીઠું કે તું ઉંચુ જોઇ રહી છે ! માટે નીચું જોઇ ઝટ પાણી પી લે એટલે આપણે આસન ઉપર જઇએ. તે સાંભળી પારવતી કહે છે મહારાજ, આ જનાવર કેવાં શાંત થઇને બેઠાં છે ! શીવ કહે એવાં જનાવર તેં નથી જોયાં શું ? એવાં તો વાંદરાં ઘણાં ફરે છે. પારવતી કહે મહારાજ વાંદરાંના ટોળેટોળાં ફરે છે પણ આવાં શાંત થઇને બે જણાં બેઠાં છે તેથી મને લાગે છે કે એ કોઇ ઘણાં સમજુ છે ને તે હાલ શોચમાં ઉદાસ થઇ બેઠેલાં દેખાય છે તેનું કારણ શું હશે તે મને કહો. ત્યારે મહાદેવ કહે છે કે હે સ્ત્રી ! જો હું તને એની બધી યથાસ્થીત વાત કહું તો છ માસ વીતી જાય અને આપણે આસન ઉપર જવા માટે વાર થાય છે તેથી તું ઝટ કર એટલે આપણે જઇએ. તે સાંભળી પારવતીને ક્રોધ ચડયો એટલે પાત્ર હતું તે ફેંકી દઇ માંખનું સ્વરૂપ લઇને પોતે શિવની જટામાં ભરાઇ ગયાં. શીવે પારવતીને અલોપ થયેલાં જોઇને પોતે ગાંડાતુર થઇને પોતાની ચોરાશી જોજનની જટા ફેલાવી એક ભુવાની માફક ધુણવા લાગ્યા ને પારવતીને ખોળવા લાગ્યા. જેમ જેમ પારવતી નથી દેખતા તેમતેમ વધારે ભમતા ફરે છે:

દોહરો—પાત્ર અડધ ભરી ફેંકયું ને વળી વલખાં મારેરે જુગદીશ,
પારવતીને કારણેરે, કંઇ ભોળો ધુણાવે શીશ. ૮

છેવટે હારીને પારવતીને કાલાવાલા કરવા લાગ્યા કે હવે તું જે કહીશ તે બધું કરીશ અને તારાથી હું થાકયો માટે તું મુને તારૂં સ્વરૂપ બતાવ એ સાંભળી પારવતી મહાદેવની જટામાંથી નીકળી પાછું પોતાનું સ્વરૂપ લઇ આવી સામા ઉભાં રહ્યાં. [શક્તિનું પરીબળ એટલું વધારે કે જ્યારે સંતાઇ જાય ત્યારે શીવથી પણ જડે નહિ ] એટલે શિવે કહ્યું કે તું કયાં ગઇ હતી ? આજે હું તને ખોળી ખોળીને થાકયો. ત્યારે પારવતી કહે, હું તો તમારી પાસેને પાસે જ હતી પણ હવે મને એની વાત કહો. શીવ કહે આવી રીતે એના છ અવતાર

થયા છે ને હવે સાતમો અવતાર થવાનો છે. પારવતી કહે મને તેની સાત અવતારની વાત કહો. પછી શિવ સાત અવતાર કહી બતાવે છે.

—કહે ઈશ્વર સુણ પારવતી, કહું અવતારનો સાર;
પ્રથમ વિપ્ર ને બ્રાહ્મણી, બીજો હરણો હરણી અવતાર. ॥૯॥
ચોપાઇ—બીજો થયો અવતાર, ત્રીજો ચકવો ચકવી જાણવી;
મોર સુડા ને કપોલ, હવે થાશે માનવી. ॥ ૧૦ ॥

દોહરો—છએ અવતાર એમના વિજોગે ગયા, અને હવે સંજોગનું છે કામ
કહે ઇશ્વર સુણ પારવતી, એમનું અમર રહેશે નામ. ॥ ૧૧ ॥

એવી રીતે સદાશિવ પારવતીને અવતાર ગણાવાને કહે છે. હવે ચાલો આપણે આસન ઉપર જઇએ, ત્યારે પારવતી કહે છે કે મહારાજ! આ તમે તો એના છ અવતારના નામ કહી બતાવ્યાં પણ તેના અવતાર શી રીતે થયા તે કહો. વળી તમો કહો છો કે એમના છ અવતાર વિયોગે ગયા છે તે શાથી વિયોગે ગયા હશે તે વાત કહી બતાવો નહિ તો પાછી સંતાઇ જઇશ. શિવ કહે તું સંતાઇ જઇશ નહિ. એક વખત સંતાઇને તો આખા વનમાં ધુણી મુઓ ને પાછો કયાં ધુણને ફરૂં, માટે તને તેડી લાવ્યો છું તેટલા માટે તું કહીશ તેટલું કરીશ, એમ કહી શીવ સાતે અવતારની વાત કહી બતાવે છે ને પારવતી સાંભળે છે.

શિવ કહે એ પ્રથમ બ્રાહ્મણ થયો. શરમા જોશીની દીકરી સાથે સગાઇ કરી ને જ્યારે તે બ્રાહ્મણ સાત વરસનો થયો, એટલે કાશીએ ભણવા ગયો. ત્યાં ભણી મહા વિદ્વાન થઇ દ્રવ્ય કમાઇ પાછો પોતાના ઘર ભણી આવવાને ત્યાંથી નીકળ્યો. આવતાં આવતાં તેના સસરાના ગામ ઉપર આવ્યો ત્યાં તેની સગાઇ કરેલી કન્યા છે. તે ગામથી અર્ધ ગાઉ વગડામાં વડના વૃક્ષ નીચે છાણા થાપે છે ને પોતાને પીવા સારૂ તુંબડીમાં પાણી ભરી લાવી છે ને પીતાં પીતાં પાશેર પાણી તુંબડીમાં બાકી રહ્યું છે એટલામાં પેલો બ્રાહ્મણ ત્યાં આવી ગોવાળીયાને પુછે છે

કે અહીં ક્યાંથી પાણી મળશે! ત્યારે ગોવાળીઆએ કહ્યું કે અહીંથી અર્ધ ગાઉ ઉપર ગામ છે ત્યાં તમને પાણી મળશે. નહિ તો પેલા વૃક્ષ નીચે શરમા જોશીની દીકરી છાણા થાપે છે, તે પીવાનું પાણી લાવી હોય ને તેની પાસે પીતાં બાકી રહ્યું હોય તો જુઓ. બ્રાહ્મણ તે સાંભળી મનમાં વિચાર કરવા લાગ્યો કે એતો મારો સસરો થાય છે, ને તે પણ મારી સ્ત્રી હશે તેથી જો હું તેને ઓળખાણ આપીશ તો શરમાઇ જશે ને પછી મારી સાથે વાતચીત કરશે નહિ માટે અજાણ્યો થઇ પાણી માગું એમ ધારી પોતે તે સ્ત્રીની પાસે આવી ઉભો. તે સ્ત્રીનું રૂપ જોઇને મહા મોહિત થયો ને સ્ત્રી પણ તેનું રૂપ જોઇ મોહિત થઇ. પછી બ્રાહ્મણે તેને કહ્યું કે સ્ત્રી જો તારી પાસે પાણી હોય તો મને પા. ત્યારે સ્ત્રી કહે છે કે મહારાજ પાણી હતું પણ મેં પીધું તેથી થોડું રહ્યું છે અને મને પણ તરસ લાગી છે, ને તમને પણ તરસ લાગી છે તેથી તમેજ પીઓ એમ અરસપરસ વાત કરતાં તે બંનેના મન મોહિત થઇ ગયાં છે, ને કોઇથી એ પાણી પીવાતું નથી. ને બંને જણ એકએકના ગળામાં હાથ નાખી એક વૃક્ષ નીચે બેઠાં એટલામાં પાણી પીધા વીના બંનેના પ્રાણ નીકળી ગયાં. એવામાં હીરાસેન નામનો રાજા પોતાના મનોરંજન નામના પ્રધાનને લઇ મૃગયા રમવા નીકળ્યો છે તેમને પાણીની તરસ લાગી છે. તે જળ ખોળતાં ખોળતાં તેજ વડના વૃક્ષ નીચે આવ્યા ને પેલા બંને જણને જ્યાં અરસપરસ ગળામાં હાથ નાખી રાજાએ બેઠેલા જોઇ પ્રધાનને કહ્યું કે હે પ્રધાન! આ બન્ને જણા કેવાં નીર્લજ છે કે આપણી જરા પણ શરમ રાખતા નથી, પ્રધાને કહ્યું મહારાજ! શરમ તે જીવતાને કે મરેલાને! એ તો બન્ને મરી ગયા છે. એ સાંભળી રાજા પ્રધાનને કહે કે તું મહા ચતુર છે તો મને કહે કે એમના પ્રાણ શી રીતે ગયા હશે.

દોહરો—સાંભળ મારા મનરંજનરે, વળી તું છે ચતુર સુજાણ;
અહીંઆ પડયા બે માનવીરે, એમના કેવી રીતે ગયા પ્રાણ. ૧૨

ત્યારે પ્રધાન તેઓની પાસે પાણીની તુંબડી પડેલી જોઇ તે ઉપરથી અટકળ બાંધી રાજાને કહે છે.

દોહરો—નીર થોડાં ને રાજા હેત ઘણાં ને વળી પ્રેમનાં વાગ્યાં જેને બાણ,
તું પીરે તું પી કરતારે, રાજા બેઉના છૂટી ગયા પ્રાણ. ૧૩

હે રાજા! પાણી વગર એમના જીવ ગયા છે. રાજા તે સાંભળી ઘણો ખુશી થઇ પ્રધાનને શાબાસી આપી અને બંને ગામ ભણી ચાલ્યા. પછી એવે સમે મહાદેવ અને પારવતી ત્યાં આવી ચઢયાં. એવી વાત મહાદેવ પારવતીને કહે છે એટલામાં પારવતી બોલ્યાં કે મહારાજ! આપણે ક્યારે ગયાં હતાં? મને તો કાંઇ ખબર નથી. મહાદેવ કહે તને શી ખબર હોય. તારા તો કેટલાય અવતાર તો થઇ ગયા છે ને ન માનતી હોય તો જો આ મારી કોટમાં રૂંઢમાળ છે એમાં જેટલા મસ્તક છે એટલા તારા અવતાર થયા. પારવતી કહે ઠીક પણ શું થયું. મહાદેવ કહે તે દહાડે પણ તે તેમને જોઇ એવી હઠ કરી કે મહારાજ આને તમે સજીવન કરો ત્યારે મેં તને કહ્યું કે તું સજીવન કરાવે છે પછી તેજ આપણને પાછા નડશે ત્યારે તેં કહ્યું કે મહારાજ જેને આપણે ગુણ કરીએ તે માણસ આપણો અવગુણ કરે નહિ માટે સજીવન કરો. પછી મે જટામાથા ચંદ્ર હતો તેમાંથી અમૃતનું બુંદ લઇ છાંટયું એટલે સજીવન થયાં ને જે તુંબડી ખાલી હતી તે અખંડ જળથી ભરાઇ ગઇ એટલે આપણે અલોપ થઇ ગયા. પછી બંને જણે એક એક પ્યાલો પાણી પાધું. પછી ઘણી માયા થઇ એટલે તેમને વિષય થયો તેથી બ્રાહ્મણે તે સ્ત્રીને કહ્યું કે જો આપણે અહીં જંગલમાં રહીએ અને અંધારૂં થાય તો જનાવર આવી મારી નાંખે, માટે ક્યાંક બેઠે જઇએ એમ ધારી ગામની ભાગોળે શિવનું દહેરૂં હતું તેમાં બંને પેઠાં. ત્યાં પુજારી પુજા કરી સાંજરે ઘેર ગયો એટલે દહેરામાં કોઇની વસ્તી રહી નહિ, પણ દહેરૂં સાંકડું ને વચ્ચે મારી મૂર્તિ તેથી તેઓને બેસવાની પણ પુરી જગ્યા નહોતી તો સુખ શી રીતે રહે! પછી શિવલીંગ વચ્ચે હતું તે કામીએ અંધ થઇ ઉખેડી નાખવા ધર્યું.

છપ્પો—કામીને નવ રહે ભાન, કે હું પાપ કરૂં છું; કામીને નવ રહે ભાન જે હું વણ મોતે મરૂં છું; કામીનું સરે જો કામ તો પાપ ને પુન્યજ બુજે; કામીને વાપે કામ તો દિવસની રાતજ સુઝે, તેમ કામી કામે અંધ થઇ, ન મુકે ઘરની કે પારકી, મોતી કહે કામને વશ થયો પછી ન જુવે માત, બેન કે બાળકી. ૧૪

તેવીજ રીતે બ્રાહ્મણે કામને વશ થઇ શિવલીંગને હાથવતી ઉખેડી ફેંકી દીધું. પછી શિવે પારવતીને કહ્યું જો તું કહેતી હતી કે તે આપણુને નહિ નડે પણ નડયા ખરા, અને એમણે તો મારી મૂર્તિ ઉખેડી ફેંકી દીધી. ત્યારે પારવતીને રીસ ચડી તેથી કહે કે તમે તમારૂં રૂપ બદલી ધમકાવો. પછી મહાદેવે જોગીનો વેશ લીધો ને ઝોળી ઝુંડો લઇ દેહરામાં આવી તેઓએ વિષયની તૈયારી હતી તેવામાં શિવ કહે છે કે અરે હરામખોરો તમે દેહરામાંથી નીકળો નહિ તો શ્રાપ દઇશ. તે સાંભળી પેલા કહે છે કે અલ્યા લંગેટા તારૂં અહીં શું પાકે છે? તારે સારૂ આ જગ્યા બાંધીને સજ કરી રાખી હશે. એવી રીતે કામમાં આંધળા થઇ બંને જણા શીવને મારવા મંડયા એટલે શિવને મહા ક્રોધ ચડયો અને શ્રાપ દીધો કે તમારા સાત અવતાર વિયોગે જજો અને વિયોગની વાત સાંભળતાંજ બંને જણાં ગાંડાતુર જેવાં થઇ ગયાં ને ત્યાંથી નાઠાં તે વનમાં ગયાં ને જતાં નદી તીરે એક ગામ આવ્યું એટલે બંને જણ નદી તીરે બેઠાં ને કહે છે કે આપણે કાશી જઇ કરવત મુકાવીએ તો આપણો શ્રાપ નિવારણ થાય એવો વિચાર કરે છે એટલે પ્રભાતનો પહોર થયો પછી પેલી સ્ત્રી કહે છે કે મહારાજ તમે ગામમાં જઇ કંઇ લાવો તો ખાઇએ, પછી બ્રહ્મણ ઘસ્યો મચ્યો ગામમાં ગયો ને સ્ત્રી નદીને તીરે બેઠી છે તેવામાં ત્યાં તેજ ગામનો રાજા તેમને વૃક્ષ નીચે સુવેલા દીઠા હતા તેજ હીરાસેન ને તેમનો પ્રધાન મનરંજન બંને જણ શિકાર રમવા નીકળ્યા છે તેવામાં પેલી સ્ત્રીને નદી તીરે બેઠેલી જોઇ અને તેને દેખી રાજા ઘણો મોહિત થઇ ગયો. પાસે જઇ

•

સ્રીને કહે છે કે તમે અમારા રાજ્યદરબારને યોગ્ય છો; તમે મારે ઘેર ચાલો. જો તમે આવશો તો સારૂં, નહિ તો જોરજુલમથી પકડી જઇશ. સ્રીએ વિચાર કર્યો કે જો હું નહિ જાઉં તો જોરાવરથી લઇ જશે, તો મારી મેળેજ જાઉંની. પછી રાજાને કહે છે કે મહારાજ મારે ૭ માસનું વ્રત છે માટે ૭ માસ પછી તમને વરીશ રાજાએ કહ્યું સારૂ પછી રાજા પોતે રાણીને લઇ નોખા મહેલમાં રાખીને પોતે શિકાર રમવા ગયા એટલે પેલો બ્રાહ્મણ સીધું લઇ નદીએ આવી જુએ તો સ્રીને દીઠી નહિ તેથી શોકવાન થઇ ત્યા ઘોડાના તથા માણુસનાં પગલાં જોઇ તે પગલે રાજદરબારમાં ગયો તો તે રાણી પોતે ઝરૂખામાં બેઠી છે તે જોઇ બ્રહ્મણુ સ્રીને કહે છે :

દોહરો:—શેણુ વસ્યાં દસ ડુંગર ને, વળી અમે નદીઓને તીર;
હવે રે મળવું કઠણ થયું, ભુંડી પાઉમે પડયો જંજીર. ૧૫

તે સાંભળી સ્રી બહુ આદરથી કહે છે :

દોહરો—પ્રીતમ પ્રીત લગાડીને, ઓ વાલા દુર દેશે મત જાવ;
રહો અમારા નગરમાં ને વળી અમે આપીએ તે તમો ખાવ.

હે પ્રાણનાથ ! તમે મને મુકીને હવે કંઇ જશો નહિ તમને સીધુ પહોંચાડીશ તે તમે ખાઇ મહાદેવની પૂજા કરજો. પછી રહેતાં રહેતાં લાગ આવેથી આપણે નહાસી જઇશું, એમ કહી બ્રાહ્મણને ત્યાં રાખ્યો છે. હવે બ્રહ્મણુ ત્યાં શિવની પૂજા કરે છે ને તેના મેળાપન સારૂ રોજ આશીર્વાદને બહાને મહેલ નીચે જાય છે. એક દિવસ રાજાએ બ્રાહ્મણને જોઇ રાણીને પૂછ્યું કે પેલો બ્રાહ્મણ કેમ ફેરા ખાય છે ત્યારે સ્રીએ કહ્યું મહારાજ તે આપણે અહીંથી સીધું લઇ જાય છે માટે આશીર્વાદ દેવા આવે છે. પછી રાજા એક દિવસ વાઘના શિકારે જતાં રાણીને કહેતો ગયો કે જો મને આજ વાર લાગે ને હું મોડો આવું તો મારા પછાડી આપણી સવારી મોકલજો એમ કહી રાજા શિકારે

ગયો ને વાઘના શિકારે ચઢગો તેથી રાત પડી ગઇ, એટલે રાણીએ તમામ સરદારોને હુકમ કર્યો કે રાજા હજુ સુધી આવ્યા નથી માટે તમે સૌ રાજાના સામા જાઓ. તે સાંભળી તમામ સિપાઇ પોતે ઘોડેસ્વાર થઇ રાજાના સામા ગયા ને ગામમાં કોઇ સિપાઇ ન રહ્યા. પેલો બ્રાહ્મણ આવ્યો એટલે રાણીએ સાન કરીને કહ્યું પેલો અરીણી સ્વાર ઘોડે સામાન માંડીને ઉંઘી ગયો છે તે લઇને અહીં આવો એટલે આપણે જતાં રહીએ. આજ કેઇ દરબારમાં નથી. પછી પેલો બ્રાહ્મણ ઘોડો લઇને આવે છે એટલામાં તે દિશાએ જવાણો થયો તેથી પોતે રાવતને ઘોડો સોંપી ગયો. હવે રાવત ત્યાં અંધારામાં ઘોડો ઝાલી ઉભો રહ્યો છે એટલામાં તે રાણી ઉતરી નીચે આવીને તે ઘોડાની પાસે જઇ બ્રાહ્મણને બદલે અંધારામાં ઉભેલા રાવતને લઇ ચાલી નીકળી. તે રાતની રાતમાં વીશ ગાઉ ગયાં ત્યાં પ્રભાતનો પહોર થયો ને જુવે છે તો રાવત દીઠો. પોતે વિચાર કરવા લાગી કે હવે પેલો બ્રાહ્મણ ક્યાં જશે પણ એને મેં કાશીએ જવાનો વાયદો કર્યો છે માટે ત્યાં જશે ખરો પણ આને સમજાવું તો કામ થાય એમ ધારી પેલા રાવતને કહે છે કે તમે આવ્યા તો ઠીક થયું. હવે આપણે શોખ કરીશું. એવું સાંભળી રાવત મનમાં ખુશી થયો કે આવી સ્ત્રી મળી. પછી રાવતને સ્ત્રીએ કહ્યું કે આપણે ભૂખ્યા છીએ માટે તમે ગામમાં જઇ સીધું લાવો એટલે આપણે રસોઇ કરીએ એમ કહી રાવતને ગામમાં સીધું લેવા મોકલ્યા પછી તે સ્ત્રી તે રાવતને મુકી ઘોડો લઇ ચાલતી થઇ. હવે પેલો બ્રાહ્મણ દીશાએ જઇ આવીને જુએ છે તો ત્યાં રાવત, ઘોડો કે રાણી એમાંનું કાંઇએ દીઠું નહિ. પછી પોતે વિચાર કર્યો કે રાવતને તે કાંઇ પત કરે એમ નથી. જો રાજાને મુકયો તો રાવતનો શો આશરો છે તેથી

તેને પણ મુકી દેશે ને મેં વાયદો કાશીનો કર્યો છે માટે તે કાશીએ આવશે માટે ચાલ હું એ પણ કાશીએ જાઉ એમ ધારી તે કાશીએ ગયો ને ત્યાં જઇ કરવતવાળાને કહ્યું કે ભાઇ મને સદાશીવે શ્રાપ દીધો છે કે તારા સાત અવતાર વીયોગે જશે, માટે દેહ મુકીને શ્રાપ નીવારણ કરવો છે. કરવતવાળા કહે ભાઇ, સદાશીવનો શ્રાપ છે માટે સાત અવતાર મીથ્યા નહી થાય પણ એક અવતારનું ફળ તું દેહ મુકે છે તેથી મળશે એમ કહી તેને કરવત મુકયું. એટલામાં પછાડેથી સ્ત્રી આવીને ત્યાં આગળ પોતાના ધણીની ખબર પુછી ત્યારે તે કરવતવાળાએ બધી હકીકત કહી બતાવી એટલે તેણે પણ તેની પાસેનો ઘોડો તથા બીજો સામાન જે હતો તે બધો પુન્ય કરી દઇ કરવત મુકાવ્યું. પછી તેઓ ત્રીજે અવતાર ચકવો ને ચકવી થયાં ને એક ઝાડની ઘટામાં બેઠાં છે એવામાં દવ બળતો આવ્યો ત્યાં ઝાડનાં પાંદડાં બળીને ભોંય પડવા માંડયાં તેથી પોતે પોતાના સોબતીને કહે છે.

દોહરો—પત્ર વછુટયાં ડાળથી ને વળી તે કહે સુણો વનરાય;
અબકે પીછેરે કબરે મીલોગે ને દુર દુર પડેગેરે જાય. ૧૭

હે ભાઇ! હવે આપણે જુદા પડયા તે કયારે મળીશું? ત્યારે વૃક્ષ કહે છે કે આપણે તો બચીશું કયાંથી કારણ કે આપણો ઉપાય કાંઇ ચાલે એવું નથી કે અહીંથી બચીને જઇએ પણ આપણા ઉપર આ પક્ષીઓ બેઠાં છે તેમને કહીએ કે કંઇ કરતાં ઉડી જાય તો બચે.

દોહરો—દળ બળતું જોઇનેરે, કહે તરવર વનરાય;
અમે તે બળીએ પાંખ વિનારે, ભુંડા પંખીયું ઉડી કયું ન જાય ૧૮

હે પંખી! તમે પાંખવાળા થઇને કેમ ઉડતાં નથી. અમારે પાંખો નથી માટે બળીએ છીએ તે સાંભળી પેલા પંખી ને વૃક્ષને કહે છે.

દોહરો—ફળ ખાધાં ને પાન બગાડીઆં ને વળી ઘેરી તમારીરે ડાળ;
તમે બળો અમે ઉડીએ, તે વળી જીવીએ કેટલા કાળ. ૧૯

હે તરૂવર! ભેગાં બેઠાં ને તમારી મહોબત કરી એટલે તમે બળો ને અમે જીવીએ એ અમારાં લક્ષણ નહી. ભાઇ, અમે તો આવી તરેહની મીત્રાઇ કરીએ છીએ.

દોહરો—હળદી તો જરદી ન તજે, ત્રણી ચુનો ન તજેરે સફેદ;

દોનુરે મીલ કંકુ ભયા ને, બલીહારી ઉનકારે હેત. ૨૦

હે ભાઇ! જેમ હળદર પોતાનામથી પીળાશ કરતાં જરદી તે મુકી દે છે ને ચુનો પોતાનામાંથી સફેતાઇ મુકી દે છે, ને એ બે એકઠા મળીને કંકુ જેવો રાતો પદર્થ બને છે, ભાઇ તેના હેતને ધન્ય છે. વળી જેમકે દુધને પાણીની મીતરાઇ થાય છે ત્યારે દુધ પાણીને પોતાના ભેગું મળેલું જોઇ પોતે તેને પણ પોતાના જેવું દુધ કરી દે છે પણ જુદુ નથી પડતું તેનો દાખલો એ કે જો કોઇ માણસ દુધ લેઇ પોતે પાણીને બાળવા તાવડમાં નાંખી તળે તાપ કરીને ઉકાળે એટલે દુધમાં પાણીનો ભાગ હતો તે બળવા માંડે છે એટલે દુધ વીચાર કરે છે કે મારો સોબતી જે પાણી તે બળે છે તો મારે જીવીને શું કરવું છે એમ જાણી પોતે પણ ઉભરો ચડી દેવતામાં પડવા જાય છે એટલે ઉકાળનાર માણસ ઉભરો જોઇ તેમાં પછું પાણી છાંટે છે એટલે દુધ ઉભરાતું રહી જાય છે. તેનું કારણ એજ કે દુધે જાણ્યું કે મારો સોબતી જે પાણી તે પાછો મારા ભેગો આવ્યો એવી રીતે તેઓ અરસપરસ પ્રીત રાખે છે માટે અમે પણ એવી પ્રીત રાખનારાં છીએ તે કેમ ઉડી જઇએ. એમ કહી પોતે પણ બંને જણ તે દવમાં બળી મુઆં. પછી ચોથો અવતાર સુડાસુડીનો થયો ને તેમની મા તેમને માળામાં મુકી ચારો લેવા ગઇ એટલામાં વાસુકીનાગ આવી તેમને ગળી ગયો તેથી મરણ પામ્યા.

ચોપાઇ—આવ્યો વાસુકી નાગ, પંખીને ગળી ગયો;

મોર મોરડીનો વિયોગ, છઠ્ઠે કપિસજ થયો. ૨૧

દોહરો—છએ અવતાર એમના વિયોગે ગયા ને, હવે છેવટનોરે અવતાર,
કહે ઇશ્વર સુણુ પાર્વતીરે, અમર નામ કર્યાં કીરતાર. ૨૨

ચોથો અવતાર સુડાસુડીનો થયો, ને પાંચમો અવતાર મોર ને મોરડીનો થયો. છઠ્ઠો અવતાર એમનો વાંદરા વાંદરીનો થયો. ત્યાર પછી સાતમે અવતાર એમને સંજોગ થશે ને પરમેશ્વરની કૃપાથી તેમનાં નામ અખંડ રહેશે. એમ કહી પારવતીને શીવે છ અવતારની વાત સંભળાવી. એ વાત સાંભળી પારવતી મનને વિશે ઘણુંજ ખુશી થયાં ને શીવને વિનતી કરી કે મહારાજ હવે તમે એમને સુખ સંજોગ કરો. ત્યારે મહાદેવ કહે છે તું ધીરજ રાખ.

દોહરો—ધીરા ધીરા વાવતા ને, વળી ધીરે સબ કુછ હોય;
માળી સીંચે સો ગણું, પણ રત આવે ફળ હોય. ૨૩

હે પારવતી ! ઉતાવળથી કાંઇ કામ થતું નથી પણ ધીરજથી થાય કેમકે માળી પોતે વગર રતે ફળ વાવે ને તે વૃક્ષને ઘણું ઘણું પાણી પાય પણ રત આવે ત્યારેજ ફળ થાય છે માટે જ્યારે એમને મનુષ્યાદેહ આવશે એટલે તેમનો સંજોગ થશે, ત્યારે પારવતી કહે મહાદેવ એમને મનુષ્યાદેહ આપો. હવે એટલું મારૂં કહ્યું માનો. પારવતીનું કહ્યું માનીને શીવ પછી કહે છે, આ વખત અમરત ચોઘડીયું છે, તે જો આ દેવતાઇ વાવમાં બે જણ હાલ પડશે તો તેમને મનુષ્ય દેહ મળશે એમ કહી શીવ પેલાં જનાવરને કહે છે.

દોહરો—ઉગ્યા તારા ટગમગે ને વળી નાચેરી મહાજળ વાવ,
એમાં પડે દો જનાવરાં તો વળી સરજે નર ને નાર. ૨૪

ચોપાઇ—સરજે નર નાર, વળી ઇશ્વર તો એમ કહે; એ નાળીએર
વાવ. અવતાર તો અમર રહે, રૂપ આપ્યું સિંહાસન કોય,
રાજ દીધું ચકવે, અનેક જુગ જાય, અવતાર તો અમર રહે. ૨૫

એવી રીતે શીવ કહીને પારવતીને લઇ ત્યાંથી નીકળ્યા. હવે શીવે કહેલું પેલી વાંદરીએ સાંભળ્યું ને વાંદરાના સાંભળવામાં નહિ આવ્યું તેથી વાંદરી વાંદરાને કહે છે,

દોહરો—સાંભળ ભુંડા વાંદરા ને, તારૂં હૈયું રાખ નીરધાર;

પડીએ અમરત વાવમાં, તો વળી આવે મનુષ્ય અવતાર. ૨૭

હે વાંદરા, આપણને શીવે કહ્યું માટે પડીએ તો મનુષ્ય થઇએ. ત્યારે વાંદરો કહે છે.

દોહરો—દેહી પોતાની બાળી કરીને, બાવો ચોળે જોને રાખ;

વાંદરી ન જાણો ઇશ્વરરે એવા લંગોટા ફરે જોને લાખ. ૨૮

હે સ્ત્રી! એમને ઇશ્વર કેમ કહેવાય. એવા તો રાખ ચોળી જટા વધારી લંગોટીવાળા ઘણાએ બાવા રખડે છે માટે હું તો નહી પડું. જો એવાનું કહ્યું કરીએ તો જીવ ખોઇ બેસીએ. પછી વાંદરીએ ઘણું કરી સમજાવ્યો પણ વાંદરાએ માન્યું નહી એટલે છેવટે પોતે તે વાવમાં શ્રીરામ કહી પડતું મુક્યું. પડતાંજ સોળ વરસની ઇન્દ્રના ઘરના જેવી અપ્સરા થઇ રહી તેમાં પોતે નગ્ન શરીરે ઉભી છે. પછી વાંદરા સ્ત્રી જોઇ મોહીત થઇ ગયો ને પોતે તેની પાછળ વાવમાં પડવા માંડયું એટલે સ્ત્રી બોલીઃ

દોહરો—સુણ ભુંડા વાંદરા ને વળી હવે માં ભરતોરે ફાળ,

અમર ચોઘડીયું વહી ગયું ને હવે સામે ઉગતો કાળ. ૨૯

હે ભુંડા! વાંદરા હવે પડીશ તો મરી જઇશ. કારણ કે એ પળ ગઇ. જો તું મારી સાથે પડયો હોત તો તારૂં કામ થાત એવું સાંભળી વાંદરો મનમાં પસતાય શોક કરવા લાગ્યો ને સ્ત્રીને કહે છે.

દોહરો—અમે તે વન કેરાં વાંદરા ને, અમે ફરીએ તે જોને ડાળોડાળ;

તુરે વાંદરાની સુંદરીરે, તુને લેઇ જાશે કોઇ ભુપાળ. ૩૦

હે ભુંડી, ત્યારે હવે મારા શા હાલ થશે ને તને આવી રૂપવંતી જોઇ કોઇ રાજા લેઇ જશે ને મારે તો ડાળેડાળે ભટકવું પડશે. ત્યારે સ્ત્રી બોલી કે ભુંડા તું શાદને ચીંતા કરે છે. તને મુકી હું કંઇ જવાની નથી ને તું પહેલેથી તક ચુકયો ને હવે વીમાસે શું વળે માટે

તું વનમાં જઇને વનફળ લઈ આવે તો આપણે ખાઇએ. પછી વાંદરો વનમાં વનફળ લેવા ગયો, એવામાં હીરાસેન નામે રાજા મનરંજન પ્રધાન ને એક ધાયજો ત્રણે જણ શિકાર રમી પાછા ઘેર જતા હતા તેઓ વાવ ઉપર આવ્યા અને વાવની પાસે એક વૃક્ષ હતું ત્યાં જઇ બેઠા ને રૂપાની ઝારી ધાયજાને આપી કહ્યું કે વાવમાં જઇ પાણી ભરી લાવ. પછી ધાંયજો ઝારી લઇ ગયો. વાવમાં બે ને ત્રણ પગથીઆ ઉતર્યો એટલે પેલી સ્ત્રીએ તેનો અવાજ સાંભળ્યો કે કોઇ પુરૂષ આવે છે ને હું તો નગ્ન છું તેથી પોતે માંહીથી મોટો ઘાંટો પાડી કહ્યું કે ખબરદાર કોણ આવે છે? જ્યાં ધાંયજો એકાએક ઓચિંતો વાવમાંથી ભયંકર અવાજ સાંભળ્યો એટલે બીન્યો ને હાથમાંથી ઝારી પડી ગઇ.

દોહરો—ખડખડ ઝારી હાથથી પડી, ઉડી ગઇ માથેથી પાઘડી;
જોડો વિસાર્યો તે ત્યાં રહ્યો, બુમ પાડી રાજા આગળ ગયો.

રાજાએ પુછયુ પાણી લાવ્યો? ધાંયજો કહે મહારાજ બળ્યું તમારૂં પાણી. હું તો કંઇ મારા છોકરાને નસીબે જીવતો આવ્યો છું. હું માંહી ઉતર્યો ને એકાએક મોટો ભયંકર અવાજ થયો. તે સાંભળીને બીન્યો ને ઝારી હાથમાંથી વાવમાં પડી ગઇ ને પાઘડી પણ માથેથી પડી ગઈ ને મારા જોડા મુકીને નાઠો. છું તે હજુ સમો એ વળ્યો નથી. તે સાંભળી રાજા ઢાલ, તલવાર લઇ વાવ ઉપર આવ્યા ને વાવમાં જ્યાં એક પગથીયું ને બાજે પગથીએ ઉતર્યા કે માંહેથી ગણુમણાટ કરતો અવાજ થયો તે સાંભળી ત્યાં રાજા ખમચાઇને ઉભા રહ્યા. પછી સ્ત્રી માંહેથી બોલી કે કોણ આવે છે? હું નગ્ન છું રાજાએ કહ્યું કે ડાકણ છે કે ચુડેલ છે? ત્યારે સ્ત્રીએ કહ્યું કે દુઃખની મારી સ્ત્રી છું ને તમે પુરૂષ છો તેથી તમને ના કહું છું. પછી રાજાએ પોતાને ખભે દોશાલો હતો તે વાવમાં નાંખ્યો એટલે સ્ત્રી તે લઇ પહેરી ઉભી રહી. પછી તે રાજા ધીરે ધીરે હિંમત ચલાવી વાવમાં ઉતર્યા ને જુવે છે તો મહારૂપવંતી ઇંદ્રની અપ્સરા જેવી ને સૂરજના જેવું તેજ મારતું મુખારવીંદ એવી સ્ત્રી દીઠી. તેને જોઇ રાજા

અંજાઇ ગયો. પછી રાજાએ સ્ત્રીને કહ્યું કે તું આવી જગોમાં કેમ રહે છે? તું મારી સાથે ચાલ. હું રાજા છું. તને જે જોઇએ તે મળશે ને તું મહાસુખ ભોગવીશ પછી સ્ત્રી કહે કે મહારાજ! હું તો કુંવારી છું રાજા કહે હું તારી સાથે લગ્ન કરીશ ત્યારે સ્ત્રીએ કહ્યું તમે મને વચન આપો કે હું કહું તે કરવું પછી રાજાએ તેને વચન આપ્યું. પછી સ્ત્રીએ કહ્યું એક તો મારી સાથે વાંદરો છે તે મારા જીવનપ્રાણ છે તેને સાથે રાખવો ને બીજું એ કે હું તમારી સાથે ૭ માસ પછી લગ્ન કરીશ રાજાએ કહ્યું કે એમ કરજે. પછી રાજાએ પોતે વાવમાંથી બહાર આવી હાંવજાને કહ્યું કે તું ગામમાં જઇ એક રથ ને પાંચ સાત સિપાઇ લઇ આવ પછી હાંવજો રાજાના કહેવા પ્રમાણે ગામમાં જઇ લેઇ આવ્યો એટલે રાજા સ્ત્રીને કહે છે આ રથ મંગાવ્યો છે તેમાં બેસો. હવે પેલો વાંદરો વનમાં ગયો છે તે નથી આવ્યો માટે સ્ત્રી વાર કરે છે કે જો તે આવે તો હું તેને સાથે તેડી જાઉં ને રાજા ઉતાવળ કરે છે પછી સ્ત્રી હાથ જોડી વાવને અરજ કરે છે કે હવે હું તારાં દર્શન ક્યારે કરીશ એમ કહી વાવને કહે છે.

દોહરો—છેડાં સંગી વાવડી ને વળી રહી ગઇ હામે હામ.
તારારે જળ હવે નહી પીઉંને, જો હોત અમારેરે ગામ. ૩૧
છેલ સંગીના વાવડી ને વળી જુગતે બંધાવીરે જોય,
સોને જડાવું તારાં પગથીઆં ને વળી નગર અમારેરે હોય. ૩૨

હે વાવમાતા! તું મારે નગર આવતી હોય તો તારાં પગથીઆં સોને જડાવું. પણ તું તો અહીં ને અહીં રહી જાય છે. હવે તારૂં પાણી હું નહી પીઉં. એટલામાં રાજાએ હાંક મારી પણ પેલો વાંદરો ન આવ્યો એટલે પોતે બહાર નીકળી રથમાં બેઠી સિપાઇઓએ પડદા નાખી દીધા ને રાજા ઘોડેસ્વાર થઇ સ્ત્રીને લઇ પોતાના ગામ ભણી ચાલ્યા. એવામાં પેલો વાંદરો ફળ લઇને આવ્યો ને વાવમાં જઇ જુએ છે તો સ્ત્રી દીઠી નહી એટલે શોકાતુર થઇ ફળબળ ફેંકી દીધાં ને કુદકો મારી ઝાડની ટોચ ઉપર ચઢી લાંબી સરતે જુવે છે તો રથ જતો દીઠો તેથી જાણ્યું કે મારી સ્ત્રી જાય છે. પછી

હેઠે ઉતરી રીસ ચઢાવી પુછડું ઉંચુ કરી હુકાહુક કરતો ને દાંત કચડતો ઠેકડા મારતો ને જ્યાં રથ પાસે આવ્યો ને ક્રોધ કરી રથ ઉપર જાય છે એટલે સિપાઇએ તેને હાંકવા માંડયો તો વધારે રીસ કરી સિપાઇ ઉપર દાંત કચડતો સામો ધસવા લાગ્યો. એવામાં સ્ત્રીએ અવાજ સાંભળ્યો કે વાંદરો આવ્યો એટલે રાજાને કહ્યું કે મહારાજ તમારૂ વચન તે આવુંજ? રાજાએ સિપાઇને કહ્યું કે તમે એને મારશો નહિ. સિપાઇ કહે કે સાલા રથ ઉપર ઠેકતા હે. એવામાં સ્ત્રીએ પડદો ઉઘાડી બહાર મોં કહાડી જોયું એટલે પેલો વાંદરો ઠેકડો મારી રથમાં પેસી ગયો ને રાણી પાસે જઇ બેઠો. પછી રાજા ને રાણી ગામમાં આવ્યાં, ત્યાં રાજાએ રાણીને એકદડા મહેલમાં ઉતારો આપી તેમાં રાખી ને તેની હજુરમાં નોકર ચાકર તથા દાસીઓ સોંપી રાણી પોતાના વાંદરાને સોનાની સાંકળે પોતાના પલંગે બાંધી રાખે છે, રાજા કોઇ વખત રાણી પાસે જાય તો સામી ખુરશી નાખીને બેસે પણ રાણીની પાસે જઇ બેસાય નહિ. જો રાણીના થડમાં જવા જાય તો વાંદરો ડોળા કહાડી સામા દાંતીઆ કરી કરડવા જાય પણ રાજાને રાણી પાસે આવવા દે નહી. પછી રાજાએ વિચાર કર્યો કે આ વાંદરો રાણી પાસેથી જાય તો નીરાંતે વાત થાય નહીં તો એ આપણને જંપવા દેશે નહી. એવામાં એક મદારી રમત રમવા આવ્યો, રાજાએ મદારીને કહ્યું કે તું રાણીને ખુબ ખુશી કર કે તને રાજી થઇ કંઇક વચન આપે તો વચન લેઇ તું રાણી પાસે જે વાંદરો છે તે માગી લે એમ કહી રાજાએ મદારીને પચાસ રૂપીઆ આપ્યા. રાણીએ ખુશી થવાથી માગ માગ કહ્યું, ત્યારે મદારી કહે કે આ વાંદરો છે તે મને આપો. રાણીએ વિચાર્યું કે ના કહું તો વચન જાય તેથી વાંદરો આપ્યો ને કહ્યું કે આજથી છ મહિને આ વાંદરાને બરાબર શીખવીને

પહેલ વહેલો મારી પાસે આવજે હું તને કંઇક ઇનામ આપીશ. હવે મદારી વાંદરાને લઇને જાય છે. જતાં જતાં વાંદરો રાણીને કહે છે.

દોહરો—ખવો પીઓ ધન વાવરો ને, વળી કાપડ પહેરોને સાર;

તમ માટે અમે વેચાયારે, ભુંડી મદારીને દરબાર.

હે આ! ખા પી ને મજા કર. હું તો હવે જાઉં છું. વાંદરાની આંખમાંથી આંસુ ચાલ્યાં જાય છે તે જોઇ સ્ત્રી કહે છે.

દોહરો—વચન ચુકયો વાંદરા ને, ભુંડા બોલી લજાવે તું તો વેણ;

તુજ ઘટ સાલે મોરી પ્રીતડી ને, વળી મુજ ઘટ સાલે તારાં નેણ.

હે વાંદરા! તું ફાળ ચુકયો ને હવે બોલે શું થવાનું. તને મારી પ્રીતડી સાલે છે ને મને તું રૂએ છે જેથી તારાં નેણ સાલે છે. પછી મદારી વાંદરાને લઇ ઘેર ગયો. છ મહીના થવા એટલે રાજાએ પરણવાની તઇયારી કરી. લગ્નના બે ત્રણ દીવસ બાકી રહ્યા છે એટલામાં પેલો મદારી આવ્યો. રાણીએ પોતાના સોનેરી ચોકમા રમવા બોલાવ્યો. રાજા પણ પ્રધાનને સાથે લેઇ આવ્યો ને મદારીએ રમત ચાલતી કરી. તેણે વાંદરાને ખુબ રમાડયો તેથી રાજી થઇ રાણી અને રાજાએ શીરપાવ આપ્યો પછી મદારીએ વાંદરાને કહ્યું કે તું રાજાને સલામ કર એટલે વાંદરાએ રાજાને સલામ કરી ને રાણીને સલામ કરવાનું કહ્યું એટલે પુઠ ફેરવી બેઠો તેથી મદારીને રીસ ચડી એટલે વાંદરાને પાંચ સાત લાકડી ઝાપટી દીધી તેથી વાંદરાની આંખમાંથી આંસુ આવ્યાં તે જોઇ રાણી કહે છે.

દોહરો—સુણ સુલક્ષણા વાંદરા ને, તું તો ભરી ન શકયો ફાળ;

તારે શરીરે પડે જોને લાકડી, તે તો મારે શરીરે ઉઠે ઝાળ

હે વાંદરા! તારાથી ફાળ ન ભરાઇ તેથી તને દુખ પડે છે ને તારા આંસુ જોઇ મારા શરીરે ઝાળ ઉઠે છે. પછી રાણીએ પોતાનો નવ-

ચારો હાર હતો તે તોડી નાખ્યો એટલે મદારી વાંદરાને મારતો છુટો મુકી મોતી વીણવા લાગ્યો. વાંદરો છુટો થયો એટલે વિચાર્યું કે રાંડ પોતે સુખ ભોગવે છે ને મને માર ખવરાવે છે માટે લાવ લાગ આવ્યો છે તેથી કુદી રાંડનું ડોકુ મરડી નાખું એમ ધારીને ઠેકડો માર્યો ને એક ધાબુ ઝાલ્યું પણ ધાબુ તુટી પડયું એટલે તે નીચે પડયો ને તરતજ પ્રાણ નીકળી ગયો તે જોઇ રાણીએ મદારીને કહ્યુંઃ

ચોપાઇ—તોડુરે નવસર હાર, ભુંડા મોતી વીણવા રહ્યો,
હમણાં હતો કરમાંલ્ય, મદારી વાંદર કયાં ગયો.

મદારી વાંદરા સામુ જુવે છે તો મરી ગયેલો દીઠો પછી રાણી વાંદરાને મરી ગયેલો જોઇ વિચાર કરે છે.

દોહરો—કીઠ હત્યા કર પાંખડી, હવે જીવીને શું રે કરીશ,
જેશું બંધાણી મારી પ્રીતડી, હું તો તેના ભેગી મરીશ.

રાણીએ ધાર્યું કે મારો જે જન્મ ધણી તે મરી ગયો તો હવે તેની પાછળજ મરવું એમ કહી નીચે પડતું મુકવા જાય છે એટલે રાજા તેને ઝાલવા ઉઠયા, તેની પાછળ પ્રધાન પણ ઉઠયો. રાણી પડી એટલે રાજા પડયા ને પ્રધાન રાજાને ઝાલવા ગયો તે પણ પડયો એવો બનાવ જોઇ મદારી ગભરાયો કે હવે મારી શી વલે થશે જેથી તે પણ એકદમ મરી ગયો; એવી રીતે ત્યાં પાંચે મરી ગયાં.

હવે વાંદરો મરીને રાજા શાલીવાહનને ઘેર અવતર્યો, તેનું નામ અદેવંત પાડયું ને રાણી તેજ ગામના નગરશેઠ પદમશાહને ઘેર અવતરી તેનું નામ સાવળીંગા પાડયું. જે હીરાસેન રાજા હતો તેનું મન તો પરણવામાં અને પરણવામાં રહી ગયું તેથી તે ધારા નગરમાં માણેકચંદ શેઠને ઘેર અવતર્યો તેનું નામ રુપાશા પાડયું. પ્રધાન જે મનરંજણો ચતુર હતો તે લાલબારોટ થયો ને જે મદારી હતો તે રાણીનું રૂપ

જોઇ મોહીત થઇ ગયો હતો તે રાંડીરાંડને ઘેર તેને પેટે છોકરો થઇને અવતર્યો પણ રાંડીરાંડ ફજેતી થાય તે માટે તે છોકરાને જઇ વગડામાં મુકી આવી તે બાવા ધુંધળીમલને નજરે પડયો. એટલે પોતે પોતાના મઠ (આશ્રમ)માં લાવી મોટો કર્યો તેનું નામ ગોરખો પાડયું. હવે જ્યાં સદેવંત બાર વરસનો થયો એટલે તેનું રુપ અને જોબન કામદેવ જેવું થઇ રહ્યું, પોતે રોજ સાંજ પડે કે પોતાના રેવંત ઉપર જવાહીરનું રત્ન જડીત પલાંગ માંડી સ્વાર થઇ હવા ખાવા નીકળે છે. સાવલીંગા પણ એવી મહા તેજસ્વી ઇંદ્રના ઘરની અપસરા જેવી ભણીગણી ચતુર થઇ છે તે પોતે દરરોજ નીશાળે જાય છે ને પોતાના મહેલે તેના પીતાએ સદવ્રત બાંધ્યુ છે કે કેઇ અભ્યાગત માગવા આવે તો તેને આપે પણ પાછો ન કહાડે. સાવળીંગા ઘણા શોભીતા શણગાર પહેરીને પોતાની સોલસે સાહેલીઓને લેઇ રોજ સાંજની વખત નવડેરીએ ગરબા ગાવા જાય છે. એવામાં એક દિવસ બાવા ધુંધળીમલના ચેલા ગોરખે કહ્યું કે મહારાજ તમે તમારી જટા કેમ ચોળાતા નથી ? ત્યારે ગુરૂએ કહ્યું કે બચ્ચા બસ્તીમે મંગનેકુ જાના પડતા હૈ સો ફુરસદ નહીં મીલતી ત્યારે ગોરખે કહ્યું કે મે મંગનેકુ જાઉં ? બચ્ચા જાવનો સહી પીર લાલાબારોટકી પોળમાં મત જાના. ગોરખો કહે ઠીક મહારાજ. પછી ગોરખો માથાના કેશ છુટા મેલી અખંડ ભભુત લગાવી અચળો ઝોળી, ઝંડો, પાત્રપાવડી, ચકમક ચીપીઓ, શેલીસીંગ અને કપાળે સીંદુરની આરચા, હાથમાં ડંડો લઇ કછો ભીડી જોગી બની વસ્તીમાં ચાલ્યો. એક શેરી, બીજી શેરી ને ત્રીજી શેરીમાં અલક જગાવતો જાય છે કે એક બૈરી બોલી મહારાજ તમે લાલાબારોટની પોળમાં જાઓ કે ત્યાં પદમશા શેઠની છોડી સાવળીંગા તમને મુખ માગ્યું આપશે. એવું સુણી ગોરખો ગુરૂનું વચન ન માનતા લાલાબારોટની પોળમાં ગયો. કમર ઘુઘરા

કરી દીધા હતા તે સાંભળી કુતરાં ભસવા લાગ્યાં એવા ડોળથી પદમશા શેઠની હવેલીના સોનેરી ચોકમાં આવી અલેક જગાવીઓ.

ચોપાઈ– સતકા બાંધ્યા સદાવ્રત, ને કુંડાં બાંધ્યાં કામની;
સતકી સુરત ધરમ, ભીક્ષા દોને ભામની.

બાવાએ કહ્યું જો સદાવ્રત સતનાં બાંધ્યાં હોય તો ભીક્ષા આપ્ય અને જો કપટ કર્યાં હોય તો અમે જાઇએ એમ કહી મહેલ નીચે જઇ ઉભો પછી સાવલીંગા કહે છે.

ઉભા રહોને બાવાજી આજ, ભીક્ષા તમો લીજીયે;
તમ આવે લીલા લ્હેર, આશિષ અમને દીજીયે.

એમ કહી સાવલીંગા પોતે સોનાનો થાળ ભરી બાવાને ભેટ આપવા આવી તે જોઇ બાવો કહે છે.

નાંખ્યાં નજર કેરાં બાણ, આટો કેમ લીજીએ;
બાવો માંગે જોબન કેરાં દાન, અતીતકુ દીજીએ.

બાવે કહ્યું તારા જેવી રૂપાળી બીજી કોણ છે એવું સાંભળી સાવલીંગાને રીસ ચડી ને ચેલાને કહ્યું.

દોહરો– બાવારે મારા બાવલીઆ ને, વળી નજરો રાખ્ય તારી ઠીક;
ફોડીરે નાંખીશ તારાં તુંમડા, તો વળી શેમાંરે માગીશ ભીખ.
દોહરો–સુન બે ચંચલ નારીઆં ને વળી બોલનકું જરા શીખ,
વાડેથી લાવું બીજાં તુંમડાં, ને વળી તેમાં માંગીશ ભીખ.

હે સાવલીંગા! વીચાર કરીને બોલ તુંમડાં તોડીશ તો વાડ ઘણું નીપજે છે. તે સાંભળી સાવલીંગા કહે છે.

જાતનો અતીત કોણ, છે તમારી માતડી;
આવવા દે પીતા મુજ આજ, પછે છે તારી વાતડી.

સાવલીંગા કહે મુઆ અતીત થઇને આવી છઠ કરે છે, મારે બાપને કહી તારી વલે કરાવીશ. ચેલો કહે છે.

બડો પીતા તારો શેઠ, લુંટાવે ફુલવાડીઆં,
તેરે સરખી કલીકા કયા ભાર, કાયકુ મેણાં મારીયાં.

હે સ્ત્રી! તારો બાપ તો મોટો ઉમરાવ છે. તે તો ફુલની વાડીએ લુંટાવી દે છે, તું તો એક ફુલની કળી જેવી છે, તેમાં આટલો ગુમાન કરી મેણાં મારે છે, તેવાં વચન સાંભળી સાવલીંગાને ક્રોધ ચડયો અને આંખો કહાડી બાવાની સામે જોયું.

બાવો માગે લોટ કે, શહેર જાણે આપણે;
સોંપ્યાં નેહ કેરા બાણુ, બાવો પડયો ત્યારણે.

જ્યાં સાવલીંગાએ બાવાના સામે નજર કરી કે બાવો તેનું તેજ જોઇ ભોંયપર પડયો. ઘણીવાર થવાથી ચેલાનો ગુરૂ બાવો ધુંધળીમલ તે જગાએ આવ્યો ને જુએ છે તો ચેલો તો ભોંય ઉપર ઉંધે મોહે પડયો છે, મ્હોંમાં ધુળ પેશી ગઇ છે, ને ઝોળી ભોળી ફેંકી દીધી છે

આથી ગુરૂ ચેલાને કહે છે.

ચોપાઇ—ચેલારે તુટયો જેને આભ, તુટીરે જાણે આભલી;
ચંદ્રવદની નાર, કામણગારી કોણ મળી.

હે ચેલા! તને શું થયું. તારે માથે આભ તુટયા કે તને કોઇએ કામણ કર્યાં. તે સાંભળી ચેલો કહે છે

નથીરે તુટયો ગુરૂ આભ, નથીરે તુટી આભલી;
કામણગારી નાર સાવલીંગા મુજને મળી.

હે ગુરૂ! મને સાવલીંગા કામણગારી મળી છે, બીજું કાંઇ થયું નથી તે સાંભળી ગુરૂ કહે છે.

સુણ બે ચંચલનાર, લડકેકું કયું લડી;
શીર લઉંગા ઉતાર, અદાસે કયું ખડી.

હે બાઇ! તેં મારા ચેલાને કેમ માર્યો, તને શ્રાપ દેઇ બાળી ભસ્મ કરી નાંખીશ નહી તો સાચે સાચુ કહે. તે સાંભળી સાવલીંગા નરમ થઈ બાવાને નમી પડી કહે છે.

દીઠી જોબનવંતી નાર, જીવડો ચાલ્યો છળીરે;
એમાં શો અમારો વાંક, શું આવ્યા ચેલાની વારચઢીને.

હે મહારાજ! મારૂં જોબન ને રૂપ જોઇ તમારા ચેલાનો જીવ ચળી ગયો તેમાં હું શું કરૂં ત્યાં ગુરૂ કહે કે તું એને ઉઠાડ. પછી સાવલીંગા ચેલા પાસે આવી કહે છે.

ચેલાજી બેઠા થાઓ, આંજુ તમારી આંખડી;
પહેરવા આપુ પીતાંબર લાલ ચડવા આપું ચાખડી.

હે ચેલાજી! હવે તો ઉઠો, પણ ચેલો ઉઠતો નથી તે વારે સાવલીંગા પોતે ચેલા સામું હસીને લલચાવે છે.

ઉઠોને મહારાજ, આપણે કરીએ ગોઠડી;
રંધાવું બત્રીસ રસોઇ, જમાડું રસ રોટલી.

હે ચેલાજી, તમારે જે જમવાની ઇચ્છા હશે તે તમને જમાડીશ ને તમે ઉઠો તે સાંભળી ચેલો કહે છે.

બળ્યાં તમારાં પકવાન બળીરે તમારી રસ રોટલી;
સલામત મારે મહોલાના લોટ, બળીરે તારી ગોઠડી.

હે સ્ત્રી! મારે તો તારૂં કાંઇ જોઇતું નથી, પછી ગુરૂએ ચેલા ઉપર હાથ ફેરવી ઉઠાડી ચેલાને કહે છે.

ચેલા નાસવું હોય તો નાસ કે શહેર નહી આપણું;
મળશે મહાજન કેરાં લોક, કોઇ કહે બાપડું.

હે ચેલા! હવે તું ઉતાવળો ચાલ નહી તો તેનાં સગાં વહાલાં જાણશે તો આપણને મારશે એવામાં આડોશી પાડોશી એકઠાં થયાં ને ઘણાક લોક ભરાઇ ગયા ને ચાલવાની જગ્યા રહી નહી. પછી ગુરૂ સરવેના ઉપર રોષ કરી કહે છે.

મળી જે વરણ અઢાર, દુનીયાં સરવે દુંદળી;
શેહેર કરી દઉં હળાહળ, ધણુકયો બાવો ધુંધળી.

બાવો રીસ કરી લોકોને કહે છે તમ સબ લોક પ્રધરસે ચલે જાઓ નહીતો સારા શેહેર હળાહળ કર ડાલુંગા પણ લોકો માનતા નથી એવામાં સદેવંત કુંવર ઘોડે બેસી ફરવા નીકળ્યા હતા તે ત્યાં આવ્યા ને પોતાની પાસે ચાબકો હતો તે લોકોને ઝાપટવા માંડયો. એટલે માણસો દોડાદોડ કરવા લાગ્યા. પછી બાવો પોતાના આશ્રમ ઉપર ગયો. ગોરખા કુંવરે બોલાવીને પુછયું કે ત્યાં શું હતું કે લોકો ભરાયાં હતાં. ત્યારે ગોરખો કહે છે કે મહારાજ તમારા નગરમાં જીવતી ડાકણ છે તે મને વળગી હતી પણ મારા ગુરૂ સમર્થ હતા જેથી મને જીવતો ઉઠાડયો ને અહીં લાવ્યા નહી તો ઉગરત નહી ત્યારે કુંવરે કહ્યું કે ડાકણ ડાકણની વાત જવા દે. સાચે સાચું કહે, ત્યારે ચેલો કહે તમારા નગરમાં મેં એવી સ્ત્રી દેખી કે તેના તેજે કરી મુરછા ખાઇ પડયો હતો.

હે રાજા! તેની આંખ એવી છે કે તેના મોટા વદન વિશે ચપળાતા કહેતાં વીજળીનો ચમકારો થઇ રહે એવા ઝબકારા મારે છે એ સાંભળી સદેવંતને મોહ થયો, ને કહ્યું કે તું મને તેનું નામ ઠામ બતાવ તે સાંભળી ચેલો કહે છે.

દોહરો—ઉંચા નાળીએરીના ઝાડવાં ને સામી સરખવાની ઓળ;
અત્તરે કસ્તુરી મેંકે ઘણી ને, એરે સાવલીંગાની પોળ.

એટલે સદેવંત પોતે લાલાબારોટની પોળમાં આવી જોયું તો એક ઘણી ઉંચી હવેલી દીઠી. આમાં સાવલીંગા ક્યાં હશે એવો વિચાર પોતે કરે છે એટલામાં રાજસભામાંથી લાલબારોટ ઘેર આવ્યા ને સદેવંત કુંવરને શેરી વચ્ચે ઉભેલા જોયા જેથી બોલાવીને કહે છે.

દોહરો-શેરી વચ્ચે સદેવંત, આવીને, વળી ઉભા રહ્યા મહારાજ,
સાચું બોલોને કુંવર સુલક્ષણારે, તમે આવ્યા છો કોનેરે કાજ.

હે સદેવંત તમે અહીંયાં શેરી વચ્ચે કોને સારૂ આવી ઉભા છો ? ત્યારે સદેવંત બારોટને કહે છે.

લાલબારોટ મારે મન વસ્યા, ને વળી તમથી વાલેરૂ નહી કોય,
તમારી શેરીમાં એક નારી રહે, તેનો મેળાવો કરી દોને કોય.

સદેવંતે કહ્યું કે હું તમને કહો તે આપું પણ મને એ નારીનો મેળાપ કરાવો. બારોટ કહે એનું કંઇ નામ ઠામ હશે કે બાંધે ભારે નારીજ એવી નારીઓ તો મારી પોળમાં સો છે, જો તેનું નામઠામ કહો તો વળી બતાવું ત્યારે કહે છે કે પદમશાની દીકરી સાવલીંગા તેનો મેળાપ કરી આપો. લાલબારોટે કહ્યું કે ભાઇ હમણા તમે ઘેર જાઓ, સાંજના ચાર વાગતા પાછા અહીં આવજો એટલે એ નિશાળેથી આવતી હશે તે તમને બતાવીશ. એમ કહી બારોટ ઘેર ગયા ને સદેવંત કુંવર પણ પોતાને ઘેર ગયા. હવે ઘરમાં સદેવંતને કંઇ સુઝતું નથી, સાવલીંગાની મનમાં ઝંખના લાગેલી છે તેથી કાંઇ ચેન પડતું નથી ને વિચાર કરતા ચાર વાગવા આવ્યા એટલે સદેવંત કુંવર પોતાનો શણગાર પહેરી જવા તૈયાર થયા ને બારોટને ઘેર આવ્યા.

દોહરો– હીરા માણેક મુગટ જડયો વળી કુંડળ લટકે કાન;
મોતીયાની માળા પહેરીને, તે ઝળકે સુરજ સમાન.
કલગી તોરા ફરફરે, જરકશી જામો જોને સાર;
શાલ દોશાલા ઓઢીયા, માંહે ઝાઝા ઝબકે તાર.
શેલા કશીરે કમર બાંધ્યું, ને વળી ભરગચીનો સુરવાળ;
તીર તરકસને કામઠી ને, વળી શીરોઇની તરવાર.
ચોપઇ–શીરોઇ તરવાર, ભાલા જોને ઝળહળે,
એવા સજી શણગાર, રાજા મહેલમાંથી નીસરે.

બારોટ કસુંબો પીવાને હોકો ભરી બેઠા એટલે કુંવરે આવી કહ્યું અને બાવાએ કહ્યું તે વાત ખરી છે, કે ખોટી, એવું રૂપ એનું છે કે નહી, ત્યારે બારોટ સદેવંતને કહે છે.

જેણે પુરવ જન્મ કરોડો પુન્ય કર્યાં હોય તેને જ એ નારી મળે, નહી તો મળનાર નહીં. જેનું નાક સુડા કહેતાં પોપટની ચાંચના જેવું છે. દાંત દાડમની કળીઓ ને જેની જંઘા કહેતાં સાચળ કેળના થંભ જેવા છે ને પગ કોમળ વનની કળી જેવા છે. આંગળીઓ તો જાણે મગની કળીઓ ને આંખોમાં તો જાણે સરવ જગત મોહી રહ્યું છે એવી સ્ત્રી પુરવ જન્મના સંસ્કાર વીના મળે નહી એવું સાંભળતાં સદેવંત કુંવર મહા મોહીત થઇ ગયો ને કહે છે કે વળી એનું બીજું લક્ષણ બતાવો ત્યારે બારોટ કહે છે.

હે કુંવર! તેની મીઠી જીભે કરી આખી દુનિયા મોહી રહી છે. તેની આંખમાં તો જાણે વશીકરણ વીદ્યા ભરી છે અને તેના ઉપર નજર કરે તેને પાડયોજ છે. તેનો સ્વર કોયલના જેવો છે. માટે હે રાજા! પૂર્વ જન્મના સંસ્કાર વિના મળે નહી.

કુંવર કહે હવે હું એને નજરે જોઇશ ત્યારે મારો જીવ ઠેકાણે.

આવશે માટે બારોટ મને બતાવો એવામાં ચાર વાગવા આવ્યા એટલે બારોટ અને કુંવર અગાશી ઉપર ચડયા. સાવલીંગા નિશાળમાં ચાર વાગ્યા એટલે પોતાની સરખી સાહેલીઓ લઇ પોતે હંસની ચલ ચાલતી આવે છે અને તેનું મુખારવીંદ સુર્યના જેવું પ્રકાશ મારી રહ્યું છે તેથી તેને આવતી જોઇ બારોટ કહે છે.

દોહરો—સાવલીંગા ચાલી નિશાળથી ને, વળી ઘર ભણીરે આવંત
મજરો કરેરે લાલ કવીરે, એ તો ગુણ રાગે ગાવંત.

સોહલો—ગુણ રાગે લાલો ગાવંત, સમજી લો મનને સજન;
કલીયુગમે આવે એ એ નારી, લુંટી જાશે નગરી સારી.

બારોટ કહે હે કુંવર! તમે ઉતાવળા જઇ ગાંધી શેરીએ ઉભા રહો ત્યાં તમને તે મળશે. સદેવંતે વેગળેથી આવતી જોઇ હતી એટલે મનમાં ઘણો મોહિત થઇ ઘોડે બેસી ગાંધી શેરીએ ગયો.

ચોપાઇ—રૂડી ગતી કામની, લાગ્યા નેનમેં મુંજરા, ચલે હંસકી ચાલ, ગલેમેં ફુલનકા ગજરા. સાવલીંગા રૂપ સ્વરૂપ ઘર દીસાએ ચાલીયા; જેમ માન સરોવરમાંહી, હંસગતી હાલીયાં,

સદેવંત રસ્તો રોકી ઉભો છે એટલામાં સાવલીંગા સરખી સાહેલીઓ સાથે ચાલી આવે છે અને જે જે સાહેલીના ઘર રસ્તામાં આવે છે તે ઘેર જઈ નવ નવ ડેરીએ ગરબા ગાવાને જવા સારૂં શોભીતા શણુગાર પહેરવા જાય એમ કરતાં સાવલીંગા પોતે એકલી ઘર ભણી ચાલી આવે છે ત્યાં સદેવંતનો ઘોડો ઉભેલો જોઇ અચકાઇને વીચાર કરવા લાગી કે રાજાનો કુંવર ઉભો છે તેથી સામા જવું નહીં કારણ કે મહા પ્રવીણ છે. માટે કોઇ અડો રસ્તો કાઢી ઘેર ચાલી જાઉં એમ ધારી ગાંધી ઉપર દુહો કહ્યો.

દોહરો—ગાંધી કસ્તુરી જોઇને આપજે ને, વળી ખોરી નહીરે ખપાય.
કોક માણસ આડું ઉભું રહ્યુંરે, તેના આડું તે કેમ ઉતરાય.

આ સાંભળી સદેવંતના મનમાં એવું આવ્યું કે ગાંધીને ઘેરથી કસ્તુરી લઇને આવે છે પણ સાવલીંગાની કહેવાની મતલબ એ હતી કે રાજા તું કસ્તુરી ખોળવા આવ્યો છું તે તને રસ્તામાં નહી મળે, એ તો કોઇ એકાંત જગોએ મળે એમ કહી આડે રસ્તે થઇ પોતાના મકાન ભણી ચલી નીકળી, ઘેર જઇ સોળે શણગાર ધારણ કરી વાળે વાળે મોતી પરોવી મહા મુલ્યવાન વસ્ત્ર પહેરી કેઇ રંભાની માફક બનીઠની નવ ડેરીએ ગરબા ગાવાને ચાલી, સદેવંત ગાંધી શેરીએ ઉભા છે ને લાલબારોટ અગાશીમાં ઉભા ઉભા જુએ કે રાજા મુરખ જેવો છે તે તે નવ ડેરીએ ગઇ અને રાજા તેની વાટ જોઇ ત્યાં ઉભો છે તેને પાછો બોલાવું એમ કહી બારોટ અગાશીમાં રહી રાજાને કહે છે.

ચોપાઇ—સદેવંત ઘોડીલો ખેલાવ, કે આવ મારી શેરીએ,
સરખી સાહેલીઓનો સાથ, રમે છે નવ ડેરીએ.

હે કુંવર! કેમ ઉભા રહ્યા છો, પાછા આવો; એ તો નવડેરીએ ગઇ ત્યાંથી રાજા બારોટના ઘર આગળ આવ્યો અને સાવલીંગા નવ-ડેરીએ ગઇ એ વાત સાંભળી ઘોડો છુટો મુકી દીધો તે નવડેરીએ જઇ ઉભો અને જુવે છે તો એક એકથી ચડીઅતી સરખી સાહે-લીઓ દીઠી તેની વચ્ચે જઇને ઉભો એટલે બધી સાહેલીઓ શરમાઇને આધુ ઓઢી એકઠી થઇ ગઇ અને સાવલીંગા હતી તે પોતે આધુ ઓઢી તેના સન્મુખ આવી ઉભી રહી અને સદેવતને કહે છે.

દોહરો—સદેવંત કુંવર સુજાણ, ઉભા કેમ શેરીએ; હું નકલંકી છું નાર, નેણાં કેમ ફેરીએ. દેખશે દુરીજન લોક, વિચારમાં કોઈ વાતમાં; આપણે સરખે સરખાં દાવ, જાઓ સૌ સૌના સાથમાં

હે રાજા! તમે તમારા સાથમાં જાઓ, ને હું મારા સાથમાં જાઉં કોઇ આપણુને દેખશે તો વાત કરશે માટે તમારે આવું કરવું ન ઘટે આ કાંઇ એકાંત જગા નથી ને પ્રીત કાંઇ ઉઘાડી થતી હશે? આવા મીઠશના વચન સાંભળી સદેવંત મહા મોહિત થઇ ગયો, ને કહે છે.

દોહરો– નગરઠઠા મુલતાન, ના દેખી એસી કામની;
ગળે મોતનકા હાર, ઝબુકે છે દામની, અત્તર ભીનો છે કેશ,
આખીયાં દોહે લાલ હે; જો ઘર એસી નાર, સોઇ નર ન્યાલહે.

હે સાવળીંગા! તારા જેવી રૂપવંતી સ્ત્રી જે પુરૂષને મળી હશે તે પુરૂષને ધન્ય છે. સાવલીંગા સદેવંતના મીઠાશનાં વચન સાંભળી ઘણી મોહીત થઇ ગઇ ને કહે છે.

દોહરો–કમર કટારી રાજા વાંકડી ને વળી તેને એઇએ શીરોઇ તલવાર;
જે ઘર એસા સાજના, તે વળી ધન ધન નારી અવતાર.

હે રાજન! તારા જેવો જે સ્ત્રીને પુરૂષ મળ્યો હશે અને તને જે નારી મળી હશે તેને પણ ધન્ય છે. અરસપરસ મીઠશનાં વચન સાંભળી સદેવંત કુંવર સાવલીંગાનો છેડો ઝલીને કહે છે મને તું તારૂં મોઢું દેખાડ ત્યારે સાવલીંગા સદેવંતને કહે છે.

દોહરો–સદેવંત છેડો મારો મેલ, પાલવ રૂડો ફાટશે;
ચુકીને દેશું ગાળ, રાજા લાખેણો લાજશે.

હે રાજા! તમે મારો છેડો મેલો કેમકે અમે સ્ત્રી જાત તમને ગાળ દેઇશું તો તમારી લાખની આબરૂ તે કોડીની થશે. તે સાંભળી પાલવ મુકી કાંડુ ઝાલ્યું.

દોહરો–સદેવંત કાંડુ મારૂ મેલ, ચુડો મારો નંદશે;
મળશે માજન કેરા લોક, ઘોકણે વાંસો ભાંગશે

હે સદેવંત! મારી નાતના લોક દેખશે તો તને ને મને બંનેને મારશે માટે મારૂં કાંડુ મુક તે સાંભળી સદેવંત કહે છે.

દોહરો—સુણ સાવલીંગા સદેવંતને કહે ને, વળી મેલું તે મનની લાજ,
શીશ પડે ને મારૂં ધડ લડે, તોએ છોડી મેલું ન આજ.

હે સ્ત્રી! મારૂં શીશ હેઠે પડે તોએ હું તને મુકવાનો નથી માટે તારો ઘુંઘટ દુર કર, તારૂં મોં મને દેખાડ.

દોહરો—ઘુંઘટ મુજસે દૂર કરી દે, તને ઘુંઘટ નહિરે સોય,
કાયારે કુળની છે ગોરીયાં ને વળી વાત વેપારી ઘર જોય.

હે રાણી! મારાથી મોં છુપવી શીદ જાય છે. સાવલીંગા મોં દેખાડે પણ બાવા જેવું થાય તેથી મોં દેખાડતી નથી પણ રાજાને સમજાવીને કહે છે.

આરે ઘુંઘટડામાં કપટ ઘણું ને, રાજા ઘુંઘટ ખોલ્યો નવ જાય,
જો મેં ખોલું રાજા ઘુંઘટો તો વળી મરે કે માંદો રે થાય.

હે સદેવંત! તને મારૂં મોં બતાવું તો મરે અગર માંદો થાય, ત્યારે સદેવંત કહે છે.

ચોપાઇ—મેને ખાયા કેવળીઆ બચ્છનાગ, ધંતુરેસેં ક્યું મરૂં.
મેને રમાડી કાલી નાગ, બીછુડેસે ક્યું ડરૂં.

હે સ્ત્રી! મેં કેવળીઓ વછનાગ ખાધો છે તો ધતુરાથી કેમ ડરીશ અને વળી મેં કાળા નાગ રમડયા છે તો વીછુડાથી કેમ ડરીશ, એ સાંભળી સાવલીંગા બોલી:

ચોપાઇ—ઘુંઘટડે કાળો નાગ, વીંછી ડંખ મારશે,
લાગશે નેણાં કેરા બાણ, તમને કોણ ઉગારશે.

હે સદેવંત! મારા નેણનાં બાણ વાગ્યાં તો કોઇ ઉગારનાર નથી. માટે તમે મરૂં મોં જોવું મુકી દો. તે સાંભળી સદેવંત કહે છે.

દોહરો—સાપના કાટયા સૌ મરે ને વળી વીંછુડે તનમન હોય,
નારીના માર્યા નર મરે તો, તારા કુળમાં ન જીવે બીજું કોય.

હે સ્રી! તું કહે છે કે મારી આંખો જોઈ મરી જશો તો તારા કુળમાં કોઇ જીવે નહી માટે હે સ્રી! રકઝક ન કરતાં મારા તપી ગયેલા આત્માને તું ઠંડો પાડ એમ કહી રાજા કહે છે.

દોહરો—મુખથી પાલવ દુર કરો, ગોરી મુજને બતલાવ;
રાજાને તો સ્નેહ લાગ્યો રે, ગોરી નેણુશું નેણુ મીલાવ.

હે સ્રી! મને સ્નેહ થયો માટે મારા નેણુના સાથે તારાં નેણુ મીલાવ પછી સાવલીંગાએ સદેવંતનો ઘણો આગ્રહ જોઇ વિચર્યું કે આ જોયા વિના મુકનાર નથી માટે અને સમસ્યામાં કહી સમજાવું એમ વિચારી બોલી કે—

ચોપાઇ-દશ આંગળીએ વેઢ, અંગુઠે જાણે આરશી, કયા જાણે ગ્રીજન લોક, અપન દોનુકી પારસી. નીશાળે આવજો રાજા ચીત મન ધરો, ત્યાં મળશે એકાંત, વાલેરા વાતો કરો.

હે રાજા! હું નીશાળે જાઉં છું, ત્યાં ભણવા આવજો એટલે એકાંતે વાતો કરીશું. સદેવંત કહે હું તો નીશાળેથી ઉઠયો છું તે હવે ત્યાંને કેમ અવાય. સાવલીંગાએ કહ્યું ગમે તેમ કરીને આવજો ત્યારે સદેવંત કહે એ તો ઠીક પણ હાલ મને તારૂં મોઢું બતાવ નહી તો આખો દીવસ તારી પાછળ ઝુરીઝુરીને મરીશ, તેવું સાંભળી સાવલીંગા બોલી એમ હોય તો લ્યો મોં બતવું એમ કહી કહે છે

હે રાજા! મને ચાર ડગલાં આઘી જવાદો પછી તમને મોં બતાવું પણ તમે ફજેત ન કરશો એમ કહી ચાર ડગલાં આઘી જઇ મુખ ઉપરથી પાલવનો છેડો ખસેડયો અને જ્યાં રાજા સામું

જુવે છે એટલે જેમ આકાશમાંથી એકદમ ઝગઝગાટ કરતી વીજળી નીકળે અને એકાએક કોઇના જોવામાં આવે અને અંજાઇ જાય તેવીજ રીતે રાજા અંજાઇ મુર્છા ખઇ પૃથ્વી ઉપર પડયો ને સાવલીંગા દશેક ડગલાં ગઇ એટલે રાજા આંખ ઉઘાડી જુવે તો સાવલીંગા જતી દીઠી એટલે મનમાં ઝુરવા લાગ્યો ને કહ્યું કે હવે મને કયાં મળશે ને એનો મેળાપ કયાં થશે એવી શોચનામાં સદેવંત કુંવર ગાંડા જેવો થઇ ગયો છે અને મુખથી સાવલીંગા કહેતો જાય છે.

રાજા પોતે વિચાર કરતો રસ્તે ચાલ્યો જાય છે એટલે રસ્તામાં હજામ મળ્યો તેને કહ્યું નીશાળે ગોર મહારાજની હજામત કરવા જાય ત્યારે સાવલીગાની ખબર લેતો આવજે એમ કહી ઘેર ગયો ત્યાં રાણી પાટમદે બે દીવસથી રાજા ઘેર નહી આવેલા તેથી ઉદાસ થઇ બેઠેલી છે તે રાજાનું મ્હોં જોઇને કહે છે.

હે રાજાજી! ઉદાસ કેમ જણાઓ છો? રાજા કાંઇ ઉત્તર આપતા નથી અને એક કોરે ચુપ બેસી રહ્યા છે. હવે પેલો વાલીઓ ધાયજો નીશાળમાં ગયો ને ત્યાં મહેતાજી ઉંઘી ગયા છે અને એક કોરે નીશાળીયા ભણે છે ને એક તરફ પડદે રહી છોકરીઓ ભણે છે તેથી સાવલીંગા જોવામાં આવતી નથી એટલે તાબોટા પાડી નીશાળમાં ગાવા મંડી ગયો (સદેવંત નામ મારા વાલાજીરે, તેનું છે કામ મારા વાલાજીરે) એવી રીતે કુદતો જાય છે ને ગાતો જાય છે તે સાવલીંગાએ સાંભળ્યું એટલે વાલીયાને પડદામાં પાસે બોલાવી કહે છે કે સદેવંતની શી ખબર છે? ત્યારે વાલીઓ કહે બાઇ તારી ચીંતમાં મરે છે ને ઝૂરો કરે છે. સાવલીંગા કહે તું જરા મારા નખ લેતો જા એમ કહી હાથ બહાર કાઢે છે એટલામાં તો વાલીયાની આંખે અંધારા આવ્યાં ને ચક્કર ખાઇ ભોંય ઉપર પડયો ને શુદ્ધિ આવી એટલે ઉઠીને સાવ-

લીંગાના નખ ઉતારી લઇ રાજા પાસે આવ્યો એટલે પાટમદે પડદામાં ગયા પછી વાવીયાને રાજા પુછે છે.

સોહલો—એટલામાં આવ્યો વાલીઓ રાત, કુંવર પુછે છે તેને વાત, સુતારે સુખ નથી ને વળી બેઠાં નથી સુખ, વાલીએ આવી દેખાડયા જુવોને નખ.

વાલીઆએ મુઠી ઉઘાડીને રાજાને નખ દેખાડયા એટલે રાજા મોહીત થઇ કહે છે કે આ હીરાકણીઓ કયાંથી લાવ્યો અને તેં એની કીંમત શી આપી? (હવે એ વાત રાણી પાટમદે પડદામાં બેઠાં બેઠાં બધા સાંભળે છે) એટલે વાલીઓ બોલ્યો મહારાજ! આ હીરાકણીઓ નથી એ તો સાવલીંગાના નખ છે. રાજા કહે એના આવા રૂડા નખ! તો હવે મને મળે તોજ અન્ન પાણી લેવું નહી તો મારે તેની પાછળ પ્રાણ ત્યાગ કરવો, રાજા કહે છે.

ચોપાઇ જેવી દીઠી હોય નાર, તેવી કહી બતાવજે;
કુડ ને કપટ કાંઇ, હઇએ નવ રાખજે.

વાલીઓ—હે રાજા! મેં તો પડદામાં એના નખ લેતાં હાથ જોયા એટલે હું તો ભોંયમાંજ ગોથુ ખાઇ ગયો તે બે ઘડીએ શુદ્ધિ આવી એવું સાંભળી સદેવંત કુંવર ચીતભ્રમ થઇને ઘોડાની ઘોડારમાં ચાલ્યા. (કહેવત છે કે રાજાના કુંવર રીસાય ત્યારે ઘોડાની ઘોડારમાં જઇ સુવે) રાજા ઘોડારની ઘોડારમાં ગયા એટલે રાણી પુછે છે કે વાવીયા હું રાજાને કયારની બોલાવતી હતી પણ મારી સાથે બોલતા નહોતા અને તું આવ્યો એટલે તારી સાથે હસી ખુશીથી વાતે વળગ્યા તેનું કારણ શું? વાલીઓ કહે બાઇસાહેબ મારૂં નામ ન દીયો તો હું તમને કહું પેલી વાણીયણ આપણા રાજાએ રાખી છે એ સાંભળી રાણીને પોતાના મનમાં ક્રોધ ચડયો ને નક્કી કર્યું કે, રાજા બે દીવસથી ઘેર નહોતા

આવ્યા તે એનાજ વાસ્તે માટે મારે અહીંયા રહી શું કરવું છે, હું મારે પીએર જઇશ, એમ ધારી રાણી રીસાયાં. હવે સદેવંત કુંવર ઘોડાની ઘોડારમાં છે પછી રાજા લાલાબારોટને લેઇ ઘોડારમાં કુંવર પાસે આવ્યા ત્યાં કુંવર પોતે સુતા છે એટલે રાજાએ કહ્યું કે તું કેમ રીસાયો છે. તને કોઇએ આંખ દેખાડી હોય તો તેની આંખ ફોડું, કોઇએ ગાળ દીધી હોય તો તેની જીભ કાપું, કોઇએ આંગળી દેખાડી હોય તો તેનો હાથ કાપું, મારા બેઠા તને કહેનાર કોણ છે? ત્યારે સદેવંત પોતે મનમાં વિચાર કરે છે.

ચોપાઇ-સદેવંત બેઠા ત્યાં કે મનમાં વિચાર ધરે;
કહું જો મારી પેર, પીતા મારા શું કરે.
મારા પીતાને કહું તો ખરો, એમ ધારી પિતાને કહે છે.
ચોપાઇ-મારે જવું છે આજે ભણવાને કારણે;
માનો ને મારા તાત, નીશાળીયા લાવો બારણે.

હે પીતા! મારે ભણવા જવું છે માટે નીશાળીયાને બોલાવો.

સોહલો-રાજા કહે છે કુંવરને વાત, રાજવળામાં બેઠા કરો તમે કાજ;
વારે વારે કુંવર ભણવું ન હોય, માટે મનમાં વિચારી જોય.

હે સદેવંત કુંવર હમણાં તો તું ભણીગણી બત્રીસ લક્ષણો થયો છે ને પાછો કહે છે મારે નીશાળે જવું છે એ તે શું? હવે તો તારે રાજકાજ કરવાનો વખત છે કે રમવાનો વખત છે એવાં વચન સાંભળી કુંવર કહે છે.

ચોપાઇ-સદેવંત કુંવર સુજાણ, આવી ઉભા બારણે,
મનમાં છે મોટી હામ, ભણવાને કારણે.
ગોરને તેડાવોને આજ, પીતા માનો મારી વાતડી.
નહીં તો જોજો કાલ, કરૂં દેહની ઘાતડી.

સોહલો—રાજા કહે છે કુંવરને વાત, ના કરવી તારે દેહની ઘાત;
માની છે તારી મેં બધી વાત, નિશ્ચે ભણવા જાઓ પ્રભાત.

હે કુંવર! સુખેથી નીશાળે જજો. કુંવર કહે ના હાલ તમે મહેતાને બોલાવો પછી રાજાએ તરત મહેતાને તેડવા માણસ મોકલ્યું. હવે રાજા પોતે કુંવરને જમાડી લાલાબારોટને તેડી રાજદરબારમાં ગયા એટલે ગોર રાજસભામાં આવ્યા.

ગોરે ઘેર જઇ તપાસ્યું તો આજનું ચોઘડીયું એવું તો ઠીક છે કે ન પુછો વાત. રાજા કહે એમ હોય તો વરઘોડો ચડાવી અત્યારે નીશાળગરણું કરીએ પછી ગોર નીશાળે ગયા અને રાજા વરઘોડો ચઢાવી ધામધુમથી નીશાળે જાય છે, ચૌટામાં લોકની ઠઠ જોવા મળી છે. નીશાળમાં રહી સવળીંગા પણ વરઘોડો આવતો જુએ છે ને

દોહરો—હલકે મેદની જોવા મળીને, વળી જુએ નાનેરાં બાળ;
સોના આંકળ હાથે ધરીને, ઠાકોર ચાલ્યા આવેરે નીશાળ.
ઢોલ નગારા વાગીયા ને, તેમાં સરણાઇ પુરે સાદ;
માનોનેરે મેના તમારી નીશાળે સદેવંત ભણવા આજ.

હે મહેતાજી! તમારી નીશાળે કોઇ રાજાના કુંવર જેવું ભણવાને આવે છે. તેના વગર આટલી ધામધુમ હોય નહી. ત્યાં આવી રાજાએ મહેતાજીને કહ્યું.

દોહરો—ગોર તે મારા ગોરજી ને, તમને લળી લળી લાગુ પાય;
સદેવંત કુંવર સુલક્ષણારે, તેને ભાવે તે વિદ્યા ભણાવ.

હે ગોર! હવે કુંવર ભુલી ન જાય તેમ કરજો. મહેતાજી કહે સારૂ. પછી ગોર અફીણની લેહરમાં આવ્યા તેથી સદેવંતને કહે હું સુઇ રહું છું ને સોટી લઇ છોકરાઓને ભણાવ, એમ કહી ગોર ઊંઘી

મથા હવે સદેવંત પોતે પડદાની પાસે જઇ તેને ઓઠીંગણુ દઇને બેઠા છે ને છોકરાને ભણાવવા માંડયાં. સાવળીંગા સદેવંતનો શબ્દ સાંભળી પોતે પણ છોડીઓને ભણાવતી હતી તે પડદા પાસે આવી વીચાર કરે છે કે હવે સદેવંતને બોલાવાય કેમ, તેથી પાટી ઉપર ધાવ લખી પડદા તળે ખસેડી મુકી એટલે સદેવંત પાટી લઇને ધાત વાંચે છે.

સરસ્વતી માતાને વિનવુંને, વળી ગણુપત લાગું પાય;
પાટીયું લખીએ પ્રીતશું, વળી વાંચી સંભળાવો તમે રાય.

તે વાંચી સદેવંત ખુશી થયો અને પોતે પણ તે પાટીમાં ધાવ લખી પડદા તળે પાટી ખસેડી મુકી.

માતા સરસ્વતી વીનવું ને, હું તો કથન ન જાણું કેણુ;
પહેલારે પ્રીત સદેવંતશું રે, જ્યારે મળીયાતાં નેણરે નેણ.

હે સાંવળીંગા! હું તો કથન કે કેણુ કાંઇ જાણુતો નથી; પણ નવડેરાએ જે દીવસે મળી તે દીવસથી પ્રીત જાણું છું તે ધાત વાંચી સાવળીંગા ઘણી ખુશી થઇ. હવે સદેવંતે વિચાર્યું કે મહેતા જાગશે તો દેખશે તેથી ઉભો થવા જાય છે એટલામાં સાવળીંગાએ પાટી લખી પાછી ખસેડી મુકી

સોહલો—નીચે નેણુ નહી મેલું કદી, બેસો બેસો મારી છાતી ટાઢી;
જો ગોર આપણા ઉપર કરશે રીશ, તો સાંપીશ પહેલુ મારૂં શીશ.

હે સદેવંત! તમે કેમ બીઓ છો. જરા નીચા નેણ રાખી બેસો ગોર કદી નહી મુકે ને જો આપણા ઘર ગોર રીસ કરશે. તો હું મારૂં શીશ તેને પહેલું વાઢી આપીશ, આવું સાંભળી સદેવંતને હીંમત આવી તેથી પોતે પાછું પાટી પર લખ્યું.

ભણુતર ગણુતર ન જાણું ભેદ, વાંચું છું પણ નથી વિવેક,
ગોર આપણો રીસાળવા છે તે રખે મને કડવુ તે નજ કહે.

તું મને બેસાડે છે તો ખરી પણ ગોર ઠપકો દેશે તે સાંભળો
સાંવળીંગા પાછી પાટી લખી આપે છે

સાવળીંગાના અક્ષર ચાર  ગોર વખાણે વારંવાર,
મનમાં ફડક લગારે ન ધરો, પાટીયું ભરી તે ઓરી કરો.

તમે લગારે ફીકર રાખશો નહીં ત્યારે સદેવંત કહે કે તારો ને મારો મેળાપ જેમ સ્વપ્નમાં જોઇને જાગીએ એટલે કાંઇ નહી એવો છે માટે તું આંખે આંખ મળે એવો ઉપાય કર એટલે સાવળીંગાં કહે આજનો તો દહાડો ગયો પણ કાલે તમે ગોરને ચંપા બાગમાં ઉજાણી આપો પછી ગોર સીધા લેવા જશે એટલે તમે નીશાળીયાને કહાડી મુકજો અને હું છોડીઓને કાઢી મુકીશ એટલે આપણે એકઠાં થઇશું એવું સાંભળી સદેવંતે તેના કહ્યા પ્રમાણે બીજે દહાડે ગોરને કહ્યું કે આજે ચંપા બાગમાં ઉજાણી છે માટે તમે ત્યાં જજો. ગોર કહે નીશાળ મુકીને કેમ જવાય! સદેવંત કહે કોઠારી તમારા વગર સીધા કોઇને નહીં આપે માટે તમે પંડે જશો તો સીધાં મળશે પછી ગોર સીધાં લેવા ગયા પછી સદેવંતે છોકરાને કહાડી મેલ્યા અને સાવળીંગાએ છોડીઓને મારી કાઢી અને પડદા ફાડી ઉચાટું કરી કહ્યું કે હવે મહેતા આવશે તેને શું જવાબ દઇશું ? પેલો કાણીઓ ગોરને તેડવા ગયો છે તે હમણાં બોલાવી લાવશે. સદેવંત કહે જેમ થવાનુ હશે તેમ થશે, પછી સદેવંત ને સાવળીંગા બન્ને બેઠા બેઠા વાતો કરે છે.

દોહરો—નેણુ પદાથ નેણુ રસ વળી નેણુશું નેણુ મીલંત

અજાણ્યા શું પ્રીતડીરે, એ તો પ્રથમ નેણુરે કરંત.

સાવળીંગા—નેણુ પદારથ નેણુ રસ ને વળી જે કરી જાણે કોય;
જેવો મીઠો મેવો વેણુનોરે, નેણુ તે કદીએ ન હોય.

સદેવંત—ફટ નેણા ફટ પાપીયા, તને હજુએ ધરપત નહી
નારીને મન નેડા નહી ને, પછી લાલચ ત્યાં રહી
સાવળીંગા-નેણ અમારા લાલચુ ને રાજા, ભણી આવે ટળી જાય,
દેખી ચંગા માંડવા ને, એ તો ફોકટ ભીખારીરે થાય.
સદેવન્ત—અમે નેણાંને વારીએ, ને વળી રાખીએ ઠીકા ઠીક;
દેખી ચંગા મોરીઆરે, જેમ માગી ન મળે ભીખ

હે સ્ત્રી ! જેમ તું વારી રાખે છે તેમ હું પણ વારી રાખું છું. પણ મારી સ્ત્રી જેઇ ભીખ માગે ન મળે તેવી રીતે લાલચુ થાય તે સાંભળી સાવળીંગા કહે છે.

કાંક નેણ તમે વારજો ને રાજા હયડું તો રાખો જોને હાથ:
ચંચળ નેણા એતો શ્વાન ગતી, ને રાજા નફટ ભીખારીની જાત

હે રાજા ! તારી આંખો કુતરા અને ભીખારીની માફક કેમ ભટકે છે ? તે સાંભળી રાજાને રીસ ચઢી અને કહે છે કે તેં મને કુતરા ને ભીખારી માફક ગણ્યો. તે સાંભળી સાવળીંગા કહે છે

પગ ઉપર પાટી ધરી ને રાજા ઉપર જોને મત્યું શીશ;
ગોર આપણો આવશે તો રાજા ઉલટી કરશે રીશ.

તમે ઉંધુ મથુ ઘાલીને બેઠા છો ને ગોર આવશે તો ખીજશે. સદેવંત બોલ્યો.

કુળ બડે કામની તણા, ને વળી ઉચ નચ ઘર જોને જાય;
અમે નેણાને વારીએરે, મારી આંખો અખજ ખાય.

હું તો ઘણાએ મારા નેણાને વારૂં છું પણ મારી આંખો અખજ ખાય છે. સાવળીંગા પછી આવા ગેસભરેલાં સદેવંતનાં વચન સાંભળી નમી જઇ કહે છે

સુણ સાવળીંગા સદેવંત કહે, ને વળી મેલીને મનમાં માન
ઝેરે ખાઇને હુંએ મરત તો, મારો પીતા લાજત શાલીવાહન.

હે સ્ત્રી ! તારા મનમાં તો કશુંએ નથી પણ હું તારે વાસ્તે મરત તો મારો પીતા લજત.

નારીને માટે કીયા નર મુવા, ને રાજા તમે કરો છો પહેલ;

પ્રીત કરીને પાછા ખસો, એ તો ખેલાડુના નહી ખેલ.

સદેવંત–પદમણી તારા વેણ, રૂદેમાં પરવરે

બાણાવળી નાં છુટયાં બાણ, તે તો પાછાં કેમ ફરે.

ઓ સાવળીંગા ! તારાં જે વેણ તેં મારા હૃદય સોંસરા ચાલ્યાં જાય છે જેમ બાણાવળીનું બાણ પાછું ન ફરે તેમ તને હું છોડનાર નથી તે સાંભળી સાવલીંગા કહે છે.

દોહરો–પ્રીત અગીઆર કીજીએરે, રાજા મારૂં કહ્યું તું તો માન;

કોઇને નવ સંભળાવીએરે, રાજા એકથી બીજે કાન.

રાજા ! પ્રીત કરવી તો છાની કરવી પણ એક કાનથી બીજે કાન જાય એમ ન કરવી. હવે કાણીએ ગોરને શોધી કહાડયા પછી કહ્યું કે મહારાજ સદેવંતે તો પડદા ફાડી નાંખ્યા એવું સાંભળી ગોર ત્યાંથી ધસ્યા મરવા નીશાળે આવ્યા ત્યાં સદેવંતને સાવલીંગા આલી રહી છે તે જોઇ કહે છે.

દોહરો–પકડીયા કામનીએ છેડલારે, રાજા થર થર કંપે કાય;

એવે સમયે ગોરજી આવીઆ, એતો તંબુ તણી માય.

ચોપાઇ–તંબુ તણીરે માંય, સદેવંત શું કરે;

લોકડીઆની લાજ, હઇવામાં નવ ધરે

ગોર ત્યાં આવી સદેવંતને કહે છે કે તું કોઇની શરમ રાખતો નથી. છોકરાને પડદા બાકદા ફાડી મારીને કહાડી મુકયા માટે હું તો જઇને તમારા પીતાને કહીશ. મારે હવે નીશાળ ભણાવવી નથી. એવી

ધમકીનો અવાજ સાંભળી શરમાઇને નીચું જોઇ નીશાળની બહાર ચાલી નીકળ્યા પછી ગોરે સાવળીંગાને કહ્યું: કુંવરે બધી નીશાળ બગાડી તે સાંભળી સાવલીંગા કહે છે

દોહરો—ઘરરે ધ્રુમ્યાંને છાપરાં હાલીયારે, કંઇ બોલડાં ખદખદ થાય;
વા ને વંટોળીયો આવીયો. તે ઘોર પડદા ઉડીરે જાય.

હે ગોર! વા ને વંટોળીઓ ચડયો ને મારીને છાપરાં નેવાં ખડખડવા લાગ્યાં ને પડદા છુટીને એની મેળે ઉડયા.

ચોપાઇ- શીખ દોને ગોર, ઘર દીશાએ ચાલીએ;
રૂડાં વધામણાં કોઇ, પીતાજીને આપીએ.

રજા લઇ સાવળીંગા બહાર નીકળી એટલે સદેવંત કહે છે કે જુઓ આખો દીવસ આપણો નકામો ગયો ને ગોરે જાણ્યું ત્યારે સદેવંત કહે છે કે મારાથી તો કાલે નિશાળે નહિ અવાય આપણું કામ પેલા કાણીઆએ બગાડયું હવે કેમ કરીશું? સાવલીંગા બોલી ગોરે ડાંગર વાવી છે માટે બધા છોકરાને અને છોડીઓને એક દીવસ ટોવા મોકલે છે પણ તમે નથી ગયા અને હુંએ નથી ગઇ માટે જઇને કહો કે કાલ તમારી વાડીએ અમો હુડા ટોવા જઇશું ને હું ભાત આપવા આવીશ તે સાંભળી સદેવંત પાછો ગોર પાસે આવ્યો ને કહ્યું કે તમારી વાડીએ જવાનો વારો અમને નહીં આપો? બધાને આપો છોને, ત્યારે ગોર બોલ્યા તમે રાજા છો ત્યારે સદેવંત કહે ઘેર રાજા પણ અહીં તો નિશાળીઆ. ત્યારે ગોર બોલ્યા કાલે તમે જજો સદેવંત કહે મારૂં ભાત આપવા સાવળીંગાને મોકલજો. ભાઇ આવશે તો મોકલીશ.

સાવળીંગા ગોર પાસે આવી. ગોરે ગોરાણી પાસે જવા જણાવ્યું સાવળીંગા ગોરાણી પાસે આવી. પછી ગોરાણીએ બે લાડવા હતા

તે રૂમાલમાં વીંટીને આપ્યા તે લઇ સાવલીંગા ચાલી તે રસ્તે જતાં વિચાર કરે છે કે મારા રાજા આ લાડવા ખાય? એમને વાસ્તે તો બત્રીસ ભાતની રસોઇ અને તેત્રીસ ભાતનાં શાક કરી સોનાના થાળમાં મુકી રૂપાની ઝારીમાં ચોખ્ખું નીર ભરી સોળે શણુગાર પહેરી જઇને જમાડીશ.

હવે સાવળીંગા મહેલમાંથી જેમ વીજળી ઝબુકે તેમ તેજ મારતી નીકળી.

સોહલો—સુંદર બજારમાં જાય, લોક કહે રૂપવંતી વાએ વાય;

છેલ જુએ તેને કેમ સુહાય, હૈયું કુટે ને હાય હાય.

સાવળીંગા ચાલી જાય છે એવામાં એક વાણીઓ ઘી લાવતો હતો તે હાથમાં કુલ્લુ લેઇ નાવડામાં રેડવા જતો હતો તેવામાં તેણે સાવળીંગાને જોઇને બેભાન થઇ આંબમાં ઘી રેડી દીધું તે જોઇ એક જુવાન બ્રાહ્મણ વાણીઆને કહે છે:-

રે વાણીયા એમાં શું દીઠું કે તેં ઘી ઢોળી નાંખ્યું ત્યારે વાણીઓ બ્રાહ્મણને કહે છે.

સાચા દિલથી સ્મરણ કરીને વળી ચાલી જાય સુરત નીરધાર;

મેરે આપે માગીએ, એવી નાની નાજુક નાર.

વાણીઓ કહે એના રૂપ ઉપર એક કુલ્લુ તો શું એવાં પાંચ કુલ્લાં ઉતારીને ફેંકી દઉં પણ તે કોઇના તરફ જોતી નથી. બ્રાહ્મણ કહે તું તો નુકસાન કરી તેના સામુ જુએ છે પણ જો હું એને બોલાવું એમ કહી સાવલીંગાના સામો જઇ ઉભો રહ્યો, પણ સાવલીંગાએ સામું ન જોયું ત્યારે બ્રાહ્મણે એક ધાવ કહ્યો.

નારી તું કાંઇ નથી જાણતી, ને વળી જાણેરે સ્નેહ ઉપાય;

આ છેલડો તને સામો મળ્યો, ને તું રસની ભાગી કેમ જાય.

સાંભળી સાવલીંગાને ઘણી રીસ ચડી એટલે આંખ કાતરી

બ્રાહ્મણ ભણી જોયું એટલામાં ભાટને ફેર આવ્યા ને મુરછા ખાઈ એક કીચડનો ભરેલો ખાડો હતો તેમાં પડયો ને ગાભો તરી ગઈ.

ચોપાઈ-સજ્યા સોળ શણગાર, પીયા કેરે કારણે;
મારયાં નેણું કેરાં બાણ, બ્રાહ્મણ પડયો ખાળમાં.

એક સોનારની દુકાન હતી તેમાં તે ભાટ ઘડતો હતો તે એને જોઈ પોતાનો હથોડો માથામાં મારવા લાગ્યો અને ચોરામાં જે ચારણ ભાટ બેઠેલો અને દુકાનોમાં બેઠેલા વાણીઆઓ તેને જોઈ રહ્યા.

ચોરે માર્યા ભાટ, બજારે માર્યા વાણીયા;
સોનીએ ફોડયા શીશ, લવારે શીશ તોડીઆં.

સાવળીંગા બજારમાં થઈ દરવાજા બહાર નીકળી વાડી તરફ ચાલી. રસ્તામાં બે રસ્તા આવ્યા એટલે ખમચાઈને ઉભી અને એક ગોવાળીયાને પુછે છે.

સોના ઈંઢોણી શીરપર ધરીને વળી માથે તે મેલ્યું જોને ભાત;
ભાઈ વીરા જોને ગોવાળીયા વીનવું, ને મારી કઈ કેડી ને કઈ વાટ.

હે ભાઈ! ગોરની વાડીનો રસ્તો કીયો?

હે બેન! આ આંબા અને આંબલીઓ દેખાય છે અને ઉપર સુડા કલોલ કરે છે એ તમારી વાડી એ સાંભળી સાવળીંગા પોતે હરખમાં ચાલી જાય છે અને જ્યાં પવનના ઝપાટાથી માથા ઉપરનું ચીર ખસીને અંબોડે આવી રહ્યું છે અને મુખારવીંદ ઉઘાડું તેજ મારી રહ્યું છે અને ચોટલાની વેણુનાં પાટીયાં કાળા ભમરાની માફક ઝબકી રહ્યાં છે, અને પોતે મદા મદમાં હંસના માફક કુદતી ચાલી જાય છે તે જોઈને સદેવંત કહે છે.

ચોપાઈ-છુટે પેટે જોને નાર, એમનાં એમ આવજો.
પનઘટ કરી આય, આડી નવ લાવજો.

છુટે ચેટે જેને નાર, લાગે બહુ સારીયાં;
સાવળીંગા સમતોલ, નાવે બીજી નારીયાં.

એ સાંભળતાં સાવળીંગા વીચાર કરે છે કે રાજાએ મને લાજ કહાડવાનું કહ્યુ તેથી પોતે ઘુમટો તાણી ચાલી આવી.

પનઘટ છેડા તાણું ઘુઘટ લેઇ વાલીયા,
માથે સોનાનો થાળ, જળ ભરી ઝારીયા.

ચંપા થડે ભાત ઉતારી પોતે આવી ઉભી છે તે જોઇ રાજા કોપાયમાન થયા ને કહ્યું કે તું મને જમાડવા આવી છે કે ઘુંઘટો તાણી રોવા! એમ નહી રીસાઇ ત્યાંથી પોતે ઉઠી આઘા ગયા. સાવળીંગાના મનમાં કે રાજા હમણાં આવશે પણ રાજા તો આવ્યા નહી તેથી રાજાને મનાવવા સારૂં ચંપાના ઝાડને કહે છે.

દોહરો–ચંપા તુજને ભમર છેડે ને, વળી મુજને છેડેરે સાજન;
હેતે ને પ્રીતે આવિયાં, કેમ રીસે ભરાયા રાજન.

હે રાજા! તમને મેં કાંઇ કહ્યું નથી ને તમે રીસાઇ કેમ બેઠા છો. તમારા જીવની ખાતર ત્રણ ગાઉ ચાલી આવી ને પગમાં તો ફોલ્લા પડી ગયા છે તોએ તમે બોલતા નથી એનું કારણ શું! રાજાને રીસ ચડી તેથી હુકા ટોપાનો માળો હતો તે ઉપર ચઢી બેઠા પછી સાવળીંગા કહે મહારાજ પગ ધુવો અને કહો તો થાળ અહીં લાવું. રાજાએ એક આમલીના સોટી લઇને ઝાપટી દીધી તે સોર ઉઠયો તેથી નીચે બેસી રોવા માંડ્યું ને પોતે પસ્તાવો કરે છે કે મેં ઘરમાં તો હજુ લગણ કોઇનો ટુંકાણો ખાધો નથી ને અહીં માર ખાવો પડે છે એ મારા કરમનો વાંક છે એમ કહી રાજા પાસે જઇ એને કહે છે.

દોહરો–તુને વાગ્યો ઝપેટાયોને, કેમ રાજા માળે ચઢીઓરે સુજાણ,
ઝરઝર માથે નર ઝરેરે, તુને કેમ ન ખાવે કમાણ.

હે રાજા ! તમને દયા નથી આવતી કે તમે આમ ગાંડા થઇ ગયા. રાજા કહે તને કહ્યું કે તું આવતીની એમને એમ છુટે પેટે આવજે ત્યારે તું ધુંમટો તાણીને મારા નામનો છેડો વાળીને આવી એમ કહી બોલે છે

ચોપાઇ—છેલ જમાડવાને કાંઇ, આવી તું તો ગોરીયાં,
કરોધ થકીરે કામન, પગે ઉઘાડીયાં.

તે સાંભળી સાવળીંગા કહે છે કે રાજા અમારો સ્ત્રીનો ધર્મ છે કે લાજ મરજાદાથી આવવું પણ પવનથી અંબોડા પર ચીરનો છેડો ખસી ગયો તેને ખસેડતાં જરા નીચે ઉતરી ગયો તેમાં મારો શો વાંક કહાડો છો

લાગી પવનની આંચ પનઘટ મારા ઉડીઆ;
આછા આણુ હોય અમર લેઇ ગોટાઆ.

એવું સાંભળતાં રાજા ખુશી થયા ને મનમાં કહે છે બાપડીને વગર વાંકે મારી પછી થાળ પાસે આવીને બેઠા.

દોહરો—નથીરે નીરાં નથી સરોવરાં ને વળી નથી કુવામાં જોને કોસ;
નીર ઢોળ્યાં નહિ મળે ને રાજા દેશો કંઇ અમને દોષ.

હે રાજા ! આ પાણી તમે ઢોળી નાખ્યું તે હું કયાંથી લાવીશ. અહીંઆં કાંઇ સરોવર કે કુવામાં કોસ નથી તે સાંભળી રાજા હસી પડયો ને સ્ત્રીને કહે છે જે જમાડશે તે પાણી નહીં પાય ! ત્યારે રાજા કહે છે.

દોહરો—હંસ કુવોને હંસ વાવડીને, વળી હંસલી તું સીંચનહાર;
નીર ભરી આવો સુંદરી તો, આપણ ભોજન જમીએ સાર.

હે સ્ત્રી ! હંસ કુવા ઉપરથી પાણી લઇ આવો. હવે સાવળીંગા કુવા ઉપર આણુ બાંધી ઝારી કુવામાં ફાંસી પણ કુવો ઉંડો તેથી

પહોચી નહિ તેથી કુવા ઉપર ઉભી છે એટલામાં ગોવાળીઓ ગાયો ચરાવે છે તેને કહ્યું ભાઇ અહીં મારૂ ચીર પહોંચતું નથી ને બીજે કયાંઇ પાણી મળશે ? ગોવાળીયે બોલ્યો: ગામમાં જાવ તો મળે; નહી તો અહીથી બે ગાઉ ઉપર નદી છે ત્યાં જાવ તો મળે.

નદી કીનારે શીમળા ને, બુંડા કયાં ન ઉગ્યોરે તું દુર,
મારૂં જોબન તારાં ફુલ હોકે, તે તો જાય છે વહેતે પુર.

તે સાંભળીને શીમળાનું ઝાડ કહે છે

હું નદી કીનારે વસુ શીમળો ને વળી સોટો પાંસરો દોર,
તારૂં જોબન ને મારાં ફુલડારે, બુડી જાઓ વા ને વંટોળ.

સાવળીંગાને વેગળેથી ઉતાવળી શ્વાસભરી પાણી લઇ ચાલી આવતી જોઇને મનમાં વિચાર કરે છે કે એક ડગલું પણ ન ભરે તે મારા માટે બે ગાઉ નદીએ જઇ પાણી ભરી લાવે છે.

સાવળીંગા–દોહરો–રૂડી ચંપાં કેરી છાંયડી ને વળી વાયુ શીતળ વાય,
જમી લોને સાજના ને, વળી ભોજન ટહાડું થાઇ જાય.

હે મહારાજ! જમી લ્યો ભોજન ટહાડાં થાય છે.

પીરસ્યા વિના જોને પદમણીરે, એ તો કામની કેમ ખવાય,
અત્તર પુરૂષની ઓળમાંરે, એતો જુગતે જુગતે જમાય.

હે સાવળીંગા! તું કહે છે કે જમી લ્યો, જમી લ્યો પણ પીરસતી છે નહી તે સાંભળી સાવળીંગા બોલી: હે રાજા! હવે સાંજ તો પડવા આવી છે અને કોઇ જોવા આવશે તો મોટો વરઘોડો થશે પણ મને તો તેની હરકત નથી. તમો જમો તો ખરા, હું કોઇની બીક રાખતી નથી

અન્નથી અદકુ કોઇ નથી, ને રાજા સજણ રંજણ કે સેણ;
જમી લ્યોને ઠાકરા, વળી નેહ ગેહ કર જોને નેણ;
હે રાજા! અન્નથી કોઇ મોટું નથી કાં સજન રંજન કરતાં.

ચાંદની રાત તે બધા અન્નથી ઓછા હેતવાળી છે. આપણી આંખો નેહ કરે છે માટે એક એકના મોઢામાં ઘાલ્યા કરતાં વિશેષ છે, માટે તમે હાથે જમી લ્યો.

જુગતે કરીને કાંઇ રાજાને જમાડીઆ;
મનગમના મુખવાસ, અલબેલા આપીઆ.
ક્યારની કરૂં છું અરજ હાથ મેં તો જોડીઆ;
શિખ દિયોને મારા શામ, જીવ મારો ઉદાસ થયો

હવે સાવળીંગા હાથ જોડીને કહે છે કે જમતાં જમતાં આખો દહાડો વહી ગયો માટે મને રજા આપો તો હું જાઉં કેમકે મને વાર થઇ તેથી હમણા ગોર પેલા કાણીયાને મોકલશે ને તે અહીં આવશે તો પછી ફજેતી થશે મન હશે તો માળવે મળીશું તે સાંભળી કહે છે.

સુણ સદેવંત સાવલીંગા કહે ને, મારા હઇડામાં આવે વિચાર
ઓરા અમે ન આવીએ ને, તમારાં પંડનો નહિ પતીઆર.

હે સદેવંત રાજા ! હું તમારી પાસે આવું તો ખરી પણ મારા મનમાં વીચાર આવે છે કે તમે ઘણા રીસાળવા છો તેથી તમારા પંડનો પતીવાર પડતો નથી.

સુણ સાવળીંગા સદેવંત કહે, ને મેં તો મેલી છે મનની માણ;
પદમણી ઓરા આવજો ને, વળી શાક લખુ શાલીવાન.

હે સ્ત્રી ! મારા બાપના સોગન ખાધા તોએ તું માનતી નથી પણ જો તારાથી દગો કરૂં તો મારી સાત પેઢીઓના સમ છે, એમ કહી પછી તરવાર ઉઘાડી કરીને કહે છે કે આ શક્તિ મને પુછે. રાજાનો ઘણો આગ્રહ જોઇ સાવળીંગા બહુ ખુશી થઇને રાજાને કહે છે.

સમ તમારા પળીએ, ને આ લોહ ધારા સુરત;
અમે વેપારી વાણીઆ, રાજા દેખી દેખીને ડરંત.

હે રાજા ! હું તમારા શ્રમને માનું છું પણ આ ધારવાળું લોહું શું કરવાનું છે કે તેને વખતે વખતે ઉઘાડું કરો છો. અમે વાણીઆ તે જોઇને બીએ છીએ તે સાંભળી સદેવંતે તલવાર મ્યાન કરી આઘી નાંખી દીધી અને સાવલીંગાનો હાથ ઝાલી ભોંય ઉપર બેઠા.

સોહલો—ચંપાને થડે બેઠાં જોડ, ઉપર સુડા કરે કલોલ;
નર ને નારી બેઠાં ઓળાઓળ, ન દીસે ખાંપણ કે ખોડ.

ચોપાઇ—ચંપા કેરી છાંય, સાલ કેરા સાથરા;
રત્ન જડીત ઓછાડ, તે તો સેજે પાથર્યા.
મુખશું મુખ મીલાવ, ચુંબન અલબેલા કરે,
અરસપરસ કરતાં મીઠી વાત, મુખમાંથી મોતી ઝરે,

બંને જણા ચંપાની છાયા તળે સાળુના સાથરા ઉપર રત્ન જડીત ઓછાડ પાથરી બેઠાં છે અને એક એક અરસપરસ નાના પ્રકારના હાસ્યવિનોદ કરે છે. હવે નિશાળમાં ગોર છોકરાંને કહે છે સાંજ પડી ને હજુ સુધી વાડીએથી કોઇ આવ્યું નહિ માટે કોઇ ખબર કહાડવા જાઓ. ત્યારે કાંણીઓ કહે સાહેબ કહો તો હું જઇ આવું, ગોર કહે તું એકલો જઇશ તો કુંવર મહા ગુસ્સાળવો છે માટે તને મારી નાખશે તેથી તું તારી જોડે બીજાને તેડી જા તેથી કાણીઆનો ભાઇબંધ બાઠીઓ કરીને મહા ખંધો હતો તેને લઇ બન્ને જણા વાડી ભણી દોડતા ચાલ્યા. ગોરે વિચાર કર્યો કે એ છોકરાં છે માટે હું પાછળ પાછળ જાઉં નહિતો એમનો કાંઇ ઘાટ ઘડાઇ જાય એમ ધારી ગોર પોતે હાથમાં લાકડી લઇ ધીરે ધીરે પાછળ ચાલ્યા જાય છે.

દોહરો—ગોરે નિશાળીયાને સાવધ કરવાને વળી વાડીએ મોકલવાને સોય;
સદેવંત સાવલીંગા ગયા વાડીએ, એને જઇ આવોને જોય.

ચોપાઇ—જઇ આવોને જોય, હજુ લગણ શું કરે,
લોકડીઆની લાજ, હઇયામાં નવ ધરે.

હવે પેલો કાણીઓ ને બાડીઓ બન્ને વાડીની બહાર ઉભા રહીને જુએ છે. બંને જણા ચંપાના થડ નીચે જોડાજોડ બેઠેલા છે તે લાંબો હાથ કરીને કાણીઓ બાડીઆને બતાવે છે કે જો પેલાં કેવાં નીરાંતે બેઠેલા છે તેટલામાં સાવલીંગાએ બાડીઆ તરફ જોયું તો કાણીઓ દીઠો એટલે ઝડપ ઉઠતી કે લુગડાં સજ કરી હાથમાં થાળ લઇ સદેવંતને તેમની ભણી લાંબો હાથ કરી કહે છે.

બેઠાં છે જોડાજોડ, ચંપા કેરી છાંયડી;
શીખ દીયો સુજાન, દહાડો રહ્યો બે ઘડી.

એટલે સદેવંતે સુરજ જોવાને વાડ ભણી નજર કરી તો છોકરા એટલે તલવાર તાણીને તેમની પાછળ થયો જેથી છોકરા પોતે મુઠીઓ વાળીને નાઠા. નાસતાં નાસતાં ગોર સામા મળ્યા એટલે ગોરને કહે છે.

દોહરો–અમને વીતીને તમને વીતશે ને તમે સાંભળો પંડીત પ્રવીણ,
સરખે સરખાં મોકલ્યાં, ને ગોર તમે અક્કલના હીણ.

હે મહારાજ! તમે જાઓ છો ખરા પણ અમને વીતી તે તમને વીતશે. તમારી અકલબકલ કુટી ગઇ હતી કે આવા ડાહ્યા થઇ બે સરખે સરખાને મોકલ્યા છે. તે સાંભળી ગોર કહે છે કે ભાઇ ત્યાં એવું શું છે?

હવે સાવલીંગા પોને લુગડાં સજી હાથમાં થાળ લઇ ઘર ભણી જાય છે અને સદેવંત પોતાના વસ્ત્ર હથીયાર સંભાળી ઘર ભણી જતાં પોતાના મનમાં કહે છે.

સોહલો–હાયરે સુંદર મારી ચાલી જાય, ને વાડી મને ખાવા ધાય,
કાણીયે બગાડી મારી સારી પેર, ઉદાસ થઇ રાજા ચાલ્યો ઘેર–
રાજા પોતે કાણીયાને ગાળો ભાંડતા આડે રસ્તે થઇ ઘરભણી

આવ્યા અને મહેલમાં જઇ બેઠા. હવે સાવલીંગા વાડીના ઝાંપા બહાર ગઇ ત્યાં ગોર મળતાં કહ્યું કે ભાત આપી પાછા આવવું કે ત્યાં બેસી રહેવું. મારીને વાઢી ખેદાન મેદાન કરી નાંખી તેવા ધમકીના વચન સાંભળી સાવલીંગા ગોરને કહે છે.

તમો ગોર નમસ્કાર, ને વાડીમાં તો મને લાગી વાર,
જવ વાઢીને સાથરો કર્યો, બીજો બગાડ કાંઇ નથી કર્યો.
ગોર તમારી વાડીએ, ફુલ છે તેમાં વાસજ નહિ,
ફોગટ ફેરો અમને થયો, રાજા તો કોઇ વારનો ગયો

હે મહારાજ! રાજા તો ઘણી વાર થઇ ગયા છે તેમાં મેં જાણ્યું કે લાવને હું થોડીવાર હમણાં હુડા ઉડાડુ તેથી મને વાર લાગી આ સાંભળી ગોર કાણીયાને કહે છે કે તું કહેતો હતો કે બે જણ બેઠાં છે તે ક્યાં છે. કાણીઓ કહે સાહેબ હમણાં હતાં ત્યારે સાવલીંગા કાણીયાને કહે મુઆ હમણા હતા તો ક્યાં ગયા, શું પાંખો કરીને ઉડી ગયા તુંજ લડાઇખોરો છે કે જેને તેને જુઠું સાચુ ભરાવે છે. હવે ગોર સાવલીંગાના લુગડાનો ડોળ ફરી ગયેલો જોઇ સાવલીંગાને કહે છે.

દોહરો–ગુણકા કેરી થઇ છોકરીને, તેં તો માંડયો ગણકા ઘાટ,
કોણે તારાં ચાર ભીંજાવીઆ ને, વળી કોને લગાવ્યા હાથ.

હે સાવલીંગા! તારા ચીર કોણે પલાળ્યાં, સાંભળી સાવલીંગા ગોરને કહે છે.

નથી ગુણકાની હું છોકરી ને, ગોર નથી ગુણકાનો મારો ઘાટ;
ચીર કોણ ભીંજવશે. ને મને કોણ લગાવેરે હાથ.
એ ગોર મારા ચીર કોણ પલાળનાર છે તે સાંભળી ગોર કહે છે.
લીલી અટલસનું તારૂં કાપડું ને માંહી ઝીણાં ટાંકેલ મોર,
મોર તારા કોણે ઉખેડીયાં ને, એવો કોણ મળ્યો તને ચોર;

તારી અટલસની કાંચળી ઉપર જે મોર હતા તે પણ ઉખેડી નાખ્યા છે! તે સાંભળી સાવલીંગા બોલી.

સેજ અટલસનું મારૂ કાપડું ને માંહી ટહિલ ટહુકે મોર,
ગોર તમારી વાડીએ જઈને, મને સદેવંતે કાઢી ઝકઝોળ.

હે ગોર! તમે મને કયરના આળ મુકો છો ત્યારે કહું છું કે જાત સદેવંતે મારા મોર ઉખેડી નાંખ્યા અને ચીર પલાળ્યાં.

ચોપાઇ—શીખ દીયોરે ગોર, ઘર દીશાએ ચાલીએ,
રૂડાં વધામણુ હોય, કોઇ પીતાજીને આલીએ.
પછી ગોર પાસેથી શીખ લઇ ઘર ભણી જાય છે.
સાવલીંગા રૂપ સ્વરૂપ, ઘર દીશાએ ચાલ્યાં,
આવે તે મહેલો માંય, પીતાજીએ ભાળીયાં.

જેવી સાવલીંગા પોતાના મહેલમાં જાય છે તેવીજ તેના બાપે દીઠી ત્યારે વીચાર કરે છે.

સોહલો—કંથ જોગ થઇ કુંવરી વીશાળ, કાલી માથે એમે છે ગાળ,
હવે નહી રહી આપણુ હાથ, માટે નોતરીએ માજનની જાત.
મોતીએ મેહ્યા સોને સળે ચાલતું નીર સાગરમાં મળે,
કન્યાનો હવે નથી કારવાર, કર્યાનો હવે નથી વેવાર.

હવે છોડી પરણવા જોગ થઇ તેથી ઘડીયાં લગન લઇ પરણાવી દેવી હવે સદેવંતને કાંઇ સુજ પડતી નથી. મધરાતને સમે પલંગ ઉપર ઉંઘ આવી તેથી ઉંઘી ગયા અને ઓચિંતાનું સ્વપ્નું થયું કે જાણે હું ને સાવલીંગા બંને જણ ચંપા બાગમાં બેઠા છીએ ને હું ગળામાં હાથ નાંખવા જાઉં છું એમ પોતે ઉંઘમાં લાંબા હાથ કરી નાખ્યા એટલે જાગી ઉઠયો ને જુએ છે તો ચંપા ડાળી નથી ને સાવલી

ગામે નથી ફક્ત પોતાના હીરામણ પોપટના પાંજરા સીવાય બીજું કાંઇ દીઠું નહી.

પછી પોતે પલંગ ઉપરથી ઉઠીને મહા નીરાશ થઇ જરૂખે જુવે છે તો સાવળીગાનો મહેલ સામો દેખાય છે તે જોઇ પોતાના હીરામણ પોપટને કહે છે.

દોહરો—સો સો કોસ જોને શેડયત્રસંને, વળી અહીંયા તે કયાંથી હોય,
સુણ મોહુંગી સુડલાને, વળી તેને કોણ તે જઇ આવે જોય.

હે પોપટ ! આ સાવળીંગાનો મહેલ દેખાય છે તે પણ મારે મન તો સો કોસ જેટલો વેગળો છે ને તેની હવે કોણ ખબર લાવે એવું સાંભળી તે પોપટ કહે છે.

ચાકર છું તમારો ઠાકરાને, વળી જયાં મોકલો ત્યાં જાય;
લખવું હોય ત્યાં લખજોને, તમારા મનના માન્યા કામ થાય.

હે રાજા ! તમારો ચાકર છું ને તમે એમ શું બોલ્યા કે તેની કોણ ખબર લાવે ? આવી રીતે પોપટના વચન સાંભળી રાજા ઘણો હરખ પામ્યો ને કાગળ લખી પોપટની કોટે બાંધ્યો તે લઇ પોપટ ચાલ્યો સાવળીંગા મહેલમાં સતી છે તેને પણ સદેવંતના જેવું સ્વપ્ન આવ્યું ને તે એખીની ઝબકી જાગી તો કાંઇ દીઠું નહી પછી પોતે નીરાશ થઇ પોતાના પલંગ સામે એક મોટો તકતો બાંધ્યો છે તેમાં પોતાની છબી જોઇ કહે છે.

હે રાજા ! સ્વપ્નામાં તમારાં નેણ જોઇ અને તમારાં વેણ સાંભળી મહા ખુશી થઇ હતી એવું બે ઘડી રહ્યું હોત તો મારો જીવ ખુશીમાં રહેત પણ આતો જાગીને ઉદાસ થવું પડયું એવી રીતે પોતે મનને વિષે ચીંતા ધરી બારીએ આવી બેઠી છે.

એટલામાં પેલો પોપટ રાજાની ચીઠી લઇ આવતો જોયો તેથી

પોતે મનને વીશે ઘણી ખુશી થઇ રાજાની ખબર પુછે છે ત્યારે પોપટ કહે આ ચીઠી વાંચી જુઓ ચીઠી લઇ મહા આનંદ પામીને કહે છે

ભલે આવ્યો સુભાગી સુડલા, વળી ભલા લાવ્યોરે સમાચાર;
વારી વારી લેવું તારા વારણાંરે, તને આપું એકાવન હાર.

હે પોપટ! તું ભલે આવ્યો, ને રાજાના સમાચાર લાવ્યો. તને વધામણીમાં આ હાર આપું છું એમ કહી પોપટની કોટમાં હાર નાખવા જાય છે એટલે પોપટ સાવલીંગાને કહે છે

અખંડ રહે ગોરીઆં ને વળી અખંડ તારોરે અવતાર,
લખવું હોય તો લખજોને, પંખી શું કરેરે હાર.

હે સ્ત્રી! તારી જે પ્રીત તે હું જરાએ વીસર્યો નથી અને તું વીયોગે ગઇ તેથી મારો જીવ ઘણો કલપાય છે એ વાંચી સાવલીંગા લખે છે કે રાજન! તમારૂં મારા ઉપર ઘણું હેત છે જેથી પોતે કાગળ લખી પોપટની કોટે બાંધ્યો અને પોપટને કહ્યું આજ રોજ એક એ વખત રાજાને ત્યાંથી સમાચાર લેઇ મારી પાસે આવજે, પોપટ કહે સારૂ એમ કહી ચાલતો થયો, હવે પોપટને તો વાર થઇ તેથી કુંવર મહા ચીંતા કરે છે.

પોપટ પંખીની જાત, રાંડે ભરમાવીગો,
ગુણવંતો ગંગારામ, હજુ નવ આવીયો.

રાજા કહે કોણ જાણે રાંડે ભરમાવીતે ત્યાં બેસાડી મુક્યો. એવામાં પોપટ આવ્યો તે જોઇ કહે છે.

સોહલો—પોપટ પંખી ચતુરસુજાણ, પઢો પારવતી તમે શ્રી ભગવાન,
ગુણવતો આવ્યો ગંગારામ, તેં કીધાં મારાં સરવે કામ.

પોપટ તું આવ્યો એ ઠીક થયું હવે મારૂં બધું કામ સફળ થશે, પછી રાજા સાવલીંગાનો કાગળ વાંચે છે.

ચોપાઇ–સારા સરા સમાચાર લખીને તમે કહાવજો,
જો મળે એકાંત, તો તમે વહેલા આવજો.

રાજા વાંચીને ઘણા ખુશી થયા એમ કરતાં પ્રભાતનું પહોર થયું એટલે સાવળીંગાના બાપ પદમશા શેઠે પોતાનાં સગાંઓને તેડાવી વીવાહની તઇયારી કરવા માંડી

સાવળીંગાના બાપે લગ્ન નીરધાર્યાં ને ગોરને સાવળીંગાના સાસરે મોકલ્યો. હવે રૂપાશાએ પોતાનાં સગાં વહાલાને બોલાવી તઇયારી કરી પછી સવારના પહોરમાં રૂપશા શેઠ હાથી ઘોડા, પાલખી રથ તથા ઉંટ સાથે જાન લઇ નીકળ્યા, તે મુગીપુર પાટણ આવ્યા અને ગામની ભાગોળે તળાવ ઉપર પડાવ નાંખ્યો ને તોપો ને બંદુકોના અવાજ કરવા માંડ્યા એટલે પદમશાહ શેઠને ખબર થઇ કે જાન આવી માટે આપણે સામા જઇ વરઘોડો ચડાવી સામઇયું કરી જાનીવાસે તેડી લાવીએ પછી શેઠ પોતાના સગાં વહાલાંને તેડી વરઘોડો ચડાવી તેડવા ગયા. હવે ઘર આગળ સાવળીંગા ને તેની સાહેલીઓ બેઠી છે ને પછી સાવળીંગા વિચાર કરે છે કે હમણાં જો હું રાજાને મળું તો લાગ ઠીક છે તેથી સાહેલીઓને કહે છે.

સોહલો–સાવળીંગા મનમાં કરે વિચાર લગન તો આવ્યું સાતમ સોમવાર;
ન જોઇ મેં બંકી બજાર, ન જોયાં મેં ચંદનનાં ઝાડ,
ન જોઇ મેં નગરની વાટ, ન જોયાં મેં ગાંધીનાં હાટ,
નથી જોયા પનઘટના ઘાટ, સાસરે જઇ શું કરશું વાત

હે સખીયો ! હવે મારૂં લગન આવ્યું ને મેં આપણી બંકી બજાર ચંદન બાગમાં ચંદનના ઝાડ જોયા નથી ને હું સાસરે જઇશ ને મને ત્યાં કોઇ પુછશે તો હું એનો શો ઉતર આપીશ માટે તે આપણે જોવા જઇએ પણ સાવળીંગા મનમાં વિચાર કરે છે રાજાને શી રીતે તેડવું.

સોહલો—કરમ મારૂં એવું અભાગીયું ન બન્યો રાજાનો એકે લોક,
સુડાની સાથે સંદેશો કહું; રાજાને તેડાવી લઉં.

સાવળીંગા પોતે કહે છે કે આટઆટલા લાગ તો મારા ફોગટ ગયા ને જતાં જતાં લાગ આવ્યો તે તેમને સંદેશો કોના જોડે કહાવું એવો વિચાર કરે છે એટલામાં પોપટ રાજાની ખબર લઇ આવ્યો તે જોઇ સાવળીંગા કહે છે કે એ ભાઇ આ ચીઠી લઇ જા.

ચંદન તલાવડી રાજા ચંદનબાગ, ઘડી બે ઘડી બોલવાનો લાગ.
ત્યાં આવી મારા સુંદર સ્યામ પુરીશું હઇડાના હામ.

એ રાજા તમે ચંદનતલાવડી ઉપર ચંદન બાગમાં આવો તો આપણે ભેગાં થઇશું એવું લખી પોપટની કોટે બાંધી તે પોપટે રાજાને આપી. રાજા ચીઠી વાંચી ખુશી થયા હવે સાવળીંગા પોતે સાહેલીઓને લેઇ બંકા બજારમાં થઇ ચાલી જાય છે.

નદીમાં સર્વે નહાય છે ને તાળીઓ લે છે ને અરસપરસ એક એક સામા દુહા કહે છે ત્યાં સદેવંત આવ્યા ને સાવળીંગાએ સદેવંતના સામું જોયું એટલે સર્વે સાહેલીઓએ પણ રાજા સામું જોવા માંડયું પછી સદેવંતે વિચાર્યું કે આ બધી જાણી જશે તો પછી સાવળીંગાથી મારી પાસે આવી શકાશે નહી માટે હું આઘે જાઉં એમ ધારી પોતે નદીને સામે તીર જઇ પગ ધોવા માંડયા એટલે સાવળીંગાએ કહ્યું.

દોહરો—રૂપી સરોવર આપણે ને, વળી ઘસી ઘસી ધુવે કોઇ પાવ,
દુઃખરે થાઓ રાજા દુબળારે, લીધીરે કટાર બાંય.

સાવળીંગાએ પોતાની સાહેલીઓને લાંબો હાથ કરી કહ્યું કે આ કોઇ આપણા સામો બેસી પગ ધુવે છે ને તેને વરી લાંબો હાથ કરી ઇસારામાં ચંદનબાગ બતાવ્યો કે તમે બાગમાં જાઓ હું આમને રસતે

વળગાડીને આવું છું. પેલી સાહેલીઓ રાજાને જોઇને કહે છે કે અમે છોડીઓ રમીએ છીએ ત્યાં આવી કેમ બેઠા છો તમે તમારે રસ્તે જાવ તે સાંભળી રાજા પોતે ચંદનબાગમાં ગયા અને આસોપાલવના ઝાડ તળે જઇ બેઠા.

દોહરો—એકથી એક અલબેલડી છે, વળી નાવા તે બેઠી જોને નાર,
પાવઠડે જોને પદમણીરે, વળી પુતળીઓની જોને હાર.
ચોપાઇ—પુતળીની જોને હાર, ઝુકે છે કામની;
હાથી ઝેકાં ખાય, ધુવે છે કામની.

વળી સાવળીંગાએ વિચાર્યું કે મેં રાજાને બાગમાં મોકલ્યા છે ને હું અહીં રમત કરૂં છું તેથી અકળાશે માટે હવે જાઉં એમ ધારી પોતે સાહેલીઓને કહે છે.

સોહલો-જોવા જેવો ચંદનબાગ છે ને ત્યાં એક આળીગાળો માળી રહે,
જુદી જુદી સાખ્યો ભરે ને, દરબારમાં જઇ દંડજ કરે

હે બેન! બાગ તો જોવા જેવો છે પણ માંહી એક માળી છે ને દરબારમાં જાુઠું કહી દંડ કરાવે છે તે હમણાં બાગમાં ગયો છે તે ઘેર જશે એટલે આપણે જઇશું ત્યાં સુધી આપણે આંખ મીંચામણી રમીએ પછી બીજી સંતાવા કાજે જુદી જુદી નાઠી અને સાવળીંગા નઠી તેવીજ બાગમાં ગઇ.

દોહરો—સોમરે આંબા જોને આંબલીને, વળી દીઠી છે દાડમ દ્રક્ષ;
આસોપાલવને ઓરવેરે, ગોરીએ કેળોમાં પાડી છે વાટ.

સાવળીંગા પોતે આસોપાલવના ઝાડને ઓઠે થઇ કેળોમાં રસ્તો પાડી ફુલના છોડ ખુંદતી જાય છે કેમકે એને કાંઇ બીક નથી કે મને કોઇ ખીજવશે. બાગના માલીક તો એને તાબે થઇ એના પહેલાં આવીને બેઠા છે.

શીર છુટી લટીયાં ને વળી છુટેરે પટે ચાલી જાય,
પદમણીને તો પ્રેમ ઘણો ને, વળી લાલજ આંખો જેને થાય.

સાવળીંગાને સદેવંત મહા કામાતુર થયાં છે ને સાવળીંગાના માથાના વાળની લટો છુટી ગઇ ને કામના કેફમાં આંખો લાલઘુમ થઇ રહી છે ને પોતાને ઠંડા પવનથી ફુલની સુગંધીથી ઘણો પ્રેમ ચઢે છે પછી સદેવંતનો હાથ ઝાલી ચંપાની ઘટામાં જઇ બેઠી ને સદેવંતને કહે છે.

ચોપાઇ—ભલા અલબેલા રાજ, ભલા તમે આવ્યા;
સુડાને સંદેશ, લખીને તેડાવીઆ.
હું વારી મારા રાજ, વારી વારી વારીયાં;
વચન બાંધ્યા કોય, જન્મારો અમે હારીયાં.
અમે આવ્યા તમારી વાડીએ;
છેલ છબીલા શામ, આવોને મોજો માણીએ.

સાવળીંગાનાં મીઠાં અમૃત જેવાં વચન સાંભળી રાજા મહા કામાતુર થયો છે ને તેમાં નેણુની અદાએ કરીને તેનું કોમળ હૃદય બેદાઇ ગાંડાતુર થઇ રહ્યું છે ને સાવલીંગા સાથે પ્રેમથી વાતો કરે છે.

સાવલીંગા:—અલબેલા કીધાં અલગ નાખી ગળામાં બાવડી;
ઉભા છે જોડાજોડ, ચંપા કેરી છાંયડી.

સદેવંત બોલ્યો—ઘડી પછી તું તો પરણીને જવાની છું માટે તારી હવે પ્રીત કરવી નથી. ઘડી સારૂં ક્યાં પાછો તારા પાછળ શોચના કરૂં તે સાંભળી સાવલીંગા બોલી.

દોહરો—સુણુ સદેવંત સાવલીંગા કહેને, વળી એવું શું બોલો છો આપ;
વરૂં તો સદેવંત કુંવરને, બીજો ભઇ ને બાપ.

હે રાજા! તમે કહો છો કે તું પરણીને સાસરે જઇશ પણ આ મારૂં વચન છે કે પરણું તો સદેવંત કુંવરને, નહી તો બીજા બધા મારે ભાઇ અને બાપ બરાબર છે.

સુણ સાવલીંગા સદેવત કહે ને, વળી હઇડામાં રાખજે વીચાર;
કોલ આપ્યા પાળજો ને, નીકર ધરતી નથી ઢાંકણહાર.

હે સાવલીંગા! તું આ કોલ આપે છે પણ વીચાર કરજે. જો નહી પાળે તો તારી ને મારી બેની લોથો રઝળશે.

જેવાં બોલ્યાં ગોરની વાડીએ ને, વરી એ વાતો તું અહીં માગ,
કુટકપટ તજો સુંદરી ને વળી તમારે મેમાન.

ગોરની વાડીએ વચન આપ્યાં હતાં અને અહીંયાં આપે છે તેવાં પાળજે ને તારા મનમાંથી મશ્કરી અને કપટ કહાડી નાખજે. આવું સાંભળી સાવળીંગા ખુશી થઇ. રાજાનો ઘણો આગ્રહ જોઇ પોતે રાજાને લઇ ચંપાની ઘટામાં જઈ પોતાનું ચીર પાથરી બેઠી.

ચોપાઇ—ચોવડ કીધાં ચીર, પીતાંબર પાથર્યાં,
નાખી ગળામાં હાથ, સજ્જનને આરજ કર્યાં,
બેઠા જોડાજોડ, લાગે બહુ સારીયાં,
નાની સરખી સાહેલીએ, આવીને પોકારીયા.

જ્યાં બંને જણ ચંપાની ઘટામાં ચીર પાથરી બેઠાં છે એટલામાં નાની સરખી સાહેલી હતી તે બીજીઓને તેડીને ખોળતી ખોળતી બાગમાં આવી સાવળીંગાને બોલાવી, એ સાંભળી સાવળીંગા ઝટ ઉઠી અને રાજા ઓઠે સંતાયો. હવે સાવલીંગાને સાહેલી કહે છે કે તું કોની સાથે વાતો કરતી હતી. સાવલીંગા કહે તું આંધળી થઇ હઇશ. તારો બાપ કોણ છે અહીં, હોય તો જો. હું તો આપણે રમતાં હતાં તે વખત સંતાઇને બાગમાં દોડી તે દોડતાં મને કળ ચઢી

એટલે મારૂ ચીર પાથરી અહી સુતી હતી ઉંઘ્યા કરતી હતી તેથી તેં જોયું કે કોઇની સાથે બોલે છે તે સાંભળી નાની સાહેલી બોલીઃ

એ સાવળીંગા, તું વાત કરતી હતી તે અમે નજરે જોયું ને જુઠુ કેમ બોલે છે. આવા તેના બોલ સાંભળી સાવળીંગા નાની સાહેલીને કહે છે.

નાની સરખી સાહેલડી ને વળી મરજો તારો જોને વીર,
વાલમ મારો વિયોગે ગયો ને હું તો સુખ ન પામી શરીર.

હે રાંડ! તારાં મુળ વઢાયાં તે મારી જોડી બગડી એમ કહી સાહેલીઓને લઇ ઘર ભણી ચાલી. રસ્તામાં ચાલતાં વાડીના ઝાંપા આગળ મહાદેવનું દેવળ હતું તેમાં સાવળીંગા દરશન કરવા ગઇ, ત્યાં મહાદેવને કહે છે.

ચોપાઇ—દેવાં એટલા દેવ, પથરા મેં તો જાણીઆ,
સાવલીંગાએ સોનાનાં છત્ર, સદાશીવને માનીયાં,
અલબેલો મારો રાજ, મીઠી નજરે ભાળશું;
સોના કેરાં છત્ર, સદાશીવને ચડાવીશું.

સાવળીંગા સદશીવને કહે છે કે જ્યારે મારા રાજાને હું મળીશ ત્યારે તમને સોનાનું છત્ર ચડાવીશ એવી માનતા માની પોતે ઘર ભણી ચાલી. સદેવંત પેલી નાની સાહેલીને ગાળો દેતો પોતાને મહેલ ગયો હવે સાવળીંગાના બાપ જાન તેડી લાવ્યા અને હવેલીમાં ઉતારો આપ્યો પછી શેઠે કુંવરીનો વરઘેડો ચઢાવવાની તૈયારી કરી અને મોટા મોટા સાહુકારોને વરઘોડે આવવા તેડાં મોકલ્યાં પછી સાવળીંગાને પીઠી ચોળવા સારૂ બોલાવે છે તો સાવળીંગા ઘેર નથી. શેઠ કહે આ વખતે કયાં ગઇ હશે! એમ કહી સિપાઇઓને ખોળવા મોકલ્યા, સાવલીંગા ઘેર આવી એટલે સાહેલીઓએ પીઠી ચોળવા માંડી.

સાવલીંગાને પીઠી ચોળી નવરાવી વસ્ત્ર શણગાર પહેરાવી તૈયાર કરી, હવે પદમશા શેઠે કહ્યું કે રાજાને જઇને કહો કે પદમશા શેઠની દીકરી સાવલીંગાનું આજ લગ્ન છે માટે ફુલેકના વરઘોડામાં આપ સ્વારી લઇ વહેલા પધારજો. સીપાઇએ ત્યાંથી રાજા પાસે આવી રાજાને કહ્યું એટલે રાજાએ સદેવંત કુંવરને સાથે લઇ જવા બોલાવ્યો ત્યારે સદેવંતે કહ્યું કે મારા શરીરને સુખ નથી તેથી હું તો નહી આવું તમે એકલા જાઓ ( મનમાં—રાંડ એકાંતે મળી ત્યાંથી પાછા આવ્યા તો પછી આ ઘણા લોકમાં વળવાનું શું. મુઓ એ ને મુઇ એની છોડી કે વગર દુઃખે માંદા થવું પડે છે. ) પછી રાજા પોતે હાથી ઘોડા પાલખીઓ અને રથ લઇ શેઠને ત્યાં આવ્યા એટલે વાજીંત્ર વાગવા માંડયાં.

ચોપાઇ—ધામે ધામે વાગ્યાં જોને ઢોલ. ત્રંબાળુ જોને ગડગડયાં,
અમીર ને ઉમરાવ, સાથે સર્વે પરવરયા,
ત્રંબક વાગે જોને તુર, શરણાઇએ સાદજ પુરીયા,
ધીડ ધીડ વાગે નોબત, ને નાંસા વાગે સુરીયાં.
પાલખીઓ ને સુખપાલ હાથી ઘોડા હણુ હણે,
શહેરના સર્વે લોક, ફુલેકુ જોવા મળે.
શાખા બાંધી સાલવાન, મારે માંડવ આવીઆ,
માંડવ ફેરી માંય, આવકાર દઇ પધરાવીઆં,
સાથે સારા લોક, વેપારી વાણીઆ.
ઇંદ્રના અવતાર અણીપરે આવીઆ.

એવી ધામધુમથી વરઘોડો ચઢી બજારની વચ્ચે સોનેરીઆ ચોકમાં આવ્યો ને વાજીંત્રની ધુન મચી રહી તથા બંદુકો ને તમંચા છુટી રહ્યા છે તેનો અવાજ સદેવંત કુંવર સુતા છે ત્યાં આવ્યો તે સાંભળી કુંવર કહે વરઘોડો તો જોઉં તો એમ ધારી પોતે અગાશીપર

ચડયા ને જુવે છે તો ઇંદ્રપટા થઇ રહી છે ને તમામ રસ્તો લોકથી ભરાઇ ગયો છે તે જોઇ સદેવંત કુંવર ખુશી થઇને કહે છે કે આમાં મેળાપ તો નહી થાય પણ જોઉં તો ખરો કે તેણે કેવા શણગાર પહેર્યા છે એવું ધારી પોતે હેમ મહેલમાં આવી અમુલ્ય શણગાર સજે છે.

દોહરો-જરકશી જામો પહેરીઓ, ને માથે તે કસુંબી મોળ,

રત્ન જડીત શીરપેચ બાંધીયો, તે દીસે છે ઝકમઝોળ

ફ્લગી તોરા શોભતા, ને વળી ગળે મોતીયન કેરો હાર;

કમરે શેલાં લપેટીયાં, એમાં ઝુલી રહી છે તલવાર.

ચોપાઇ-ઝુલી રહી તલવાર, કામરૂપ સમાં જાણી,

સજ્યાં શોભીતાં હથીયાર, તરકશ લઇ તાણીયા.

ગડમડની દલ, ભાલા જોતે જળહળે,

એકલડા રાજકુમાર, મેહલમાંથી ઉતરે.

હવે સદેવંત પોતે બનીઠણી મહેલમાંથી ઉતર્યા ને ઘોડેસ્વાર થઇ ચાલ્યા.

એકલડા અસ્વાર, દરબારમાંથી નીસર્યા,

સાજ સોનેરી ગરકાવ, વાગે ઘોડને ઘુઘરા.

આવી તરેહથી ઘોડેસ્વાર થઇ વરઘોડા સાથે જાય છે ત્યાં સાજનના લોક કુંવરનું રૂપ જોઇ ઘણા ખુશી થયા.

મહાજન મોટા લોક, કુંવરને વખાણીયા,

આવ્યા સોનેરીયા ચોકમાં, તેજીને લેઇ તાણીયા,

જ્યાં સદેવંતે કન્યાનો ઘોડો જોયો એટલે રેવતીને ખેંચી તેની થડમાં જઇ ઘોડાને ધામે ધીમે ચલાવવા માંડયો પણ સાવલીંગા સદેવંતના સામુ જોતી નથી તેથી રાજા ગુસ્સે થઇ ને કહે છે કે રાંડ, મને તો કહેતી હતી કે મારે તમારા વીના બીજા ભાઇ ને બાપ છે તો

આ તો પરણવામાં ગાંડાતુર જેવી થઇ ગઇ છે. તેથી ચાલ પાછા એમ ધારી પોતાના રેવંતને ચાબુક મારી કહે છે.

દોહરો—એ રેવંત આપણા ને ન કર પરાઇરે આશ,
કાગળની વાડીઓ, ને એમાં નથી સોરંગીની વાસ.
એમાં નથી સોરંગીની વાસ. અમથો જીવ મારો ફરે રે ઉદાસ,
જોબન મારૂં બાળેવેશ હવે લખ્યું તે મારો દેશ પરદેશ.

રાજા કહે છે કે ઘોડા ઘેર ચાલ, કાગળની વાડીમાં સોરંગીની વાસ ન હોય ને તેથી ઉદાસ થવું પડે છે. આવા રીસનાં વાક્ય સાંભળી સાવળીંગા વિચાર કરે છે કે રાજાના સામું ન જોયું તેથી રીસાયા. પણ શું કરૂં આટલા લોકમાં કેમ બોલાવાય. જો પુલેકા સુખી એકલી રહીશ તે વખતે સ્ત્રીના રૂપે આવે તો મેળાપ થાય એમ ધારી પોતે રાજાને સાનમાં સમજાવે છે.

દોહરો—સુંદર શ્રીફળ હાથે ધરી, ગોરી ચુડીઓરે ખખડાવે,
આઘી રે ઓઢી ચુંદડી ને વરી સાનમાં સમજાવે.

સાવળીંગા પોતે એક હાથમાં શ્રીફળ લઇ બીજે હાથ ઉંધો કરી ચુંદડીનો ઘુંઘટો તાણી ચુડીઓ ખખડાવતી રાજાને મોં બતાવ્યું કે તમે સ્ત્રી થઇ મારે મહેલે આવો. સદેવંત પોતે ચતુર હતો તે સમજી ગયો કે મને સ્ત્રીના વેશે તેડે છે એમ ધારી પોતાના મહેલે આવ્યો. હવે વરઘોડો ફરતો ફરતો ઘર આગળ આવ્યો ને ઉતર્યો એટલે સાવળીંગા ગણેશ આગળ જઇ બેઠી અને સાહેલીઓ સર્વે ગાવા લાગી. હવે સદેવંત કુંવરે રાણી પાટમદેની પેટીઓ ઉઘાડી તેમાંથી સોળ શણગાર લઇ પહેર્યા અને રાણીની જે અમુલ્ય સાડી હતી તે પહેરી. હીરા જડીત વાળી પણ પહેરવા જાય છે પણ વેહ વીના કાનમાં રહેતી ન હતી તેથી વલખાં મારે છે એટલામાં રાણી પાટમદે વરઘોડા

જોવા અગાશી ઉપર ચઢી હતી તે નચે રંગ મહેલમાં આવ્યાં તો સદેવંત સ્ત્રી બનીને બેઠાં છે ને નાકમાં વાળી રહેતી નથી તે દબાવે છે એટલે આવીને ઓચીંતી કહે છે રાજા વેહ ન હોય તો લાવો આ શોયો લાવી વેહ પાડું. સદેવંત પાટમદેને જોઇ મનમાં શરમાય છે.

ચોપાઇ—કેમ કરી રહેશે મહારાજ વેહે વીનાની વાળીયું,
નર ભાગી થયા છો નાર તે તો મેં ભાળીયું,
પુરૂષ તણો જોને વેશ તમારો લાજશે,
ઢીલી મેલતા ઢાલ તે આ ચુંદડી કેમ છાજશે.

ઢાલ બાંધતા હતા તે ચુંદડી કેમ શોભશે ને આથી તમારો મરદનો વેષ લાજશે, તે સાંભળી કહે છે.

રાજનકી નીતિ ગઇ મીત્રનસેં રીત ગઇ,
નારીકી પ્રીત ગઇ જતી છત્ર ભાગી એ,
મેઘનકી વૃષ્ટિ ગઇ, ભુમીસે તો અમી ગઇ,
કઠીન કરાહલ કલ, ચલો આગો એ.

હે સ્ત્રી! તું મને શીખામણ દે છે પણ એમાં મોટા મોટા ગરક થઇ ગયા છે. તે સાંભળી રાણીએ કહ્યું તમારા જેવા નહી થયા હોય કે પરમેશ્વરે મરદનો અવતાર આપ્યો છે ને હાથે કરી સ્ત્રીનો અવતાર ભોગવવા ઇચ્છો છો. રાજાએ કહ્યું રાંડ તું મારી જાંગ હાથે વતી ઉઘાડીને એમ પુછે છે. પછી રાજા ઘાણું ચીડાયા તે માટે છાના રહ્યાં અને સદેવંત મહેલમાંથી ઉતરી રૂમઝુમ કરતા સાવળીગા પાસે ગયા ત્યાં બાયડીઓ ગાય છે ને હસાહસ થઇ રહી છે. તળે પેસવા જાય છે તો બાયડીઓ સોટા મારી બહાર કાઢે છે ને રાજા ધકાપાટુ ખાતા થાકયા પછી નીરાશ થઇ કહે છે રાંડે મારી મશ્કરી કરવાને સારૂ તેડાવ્યો એમ જાણી પોતે મહેલની સામે જઇ નીરાશ થઇને બેઠા ને આંખમાંથા

ઝરઝર આંસુ ઝરવા માંડયા. સાવલીંગા રાજાને જોવા સંરૂ ઝરૂખે આવી જુવે છે તો રાજા વેગળો બેઠો છે ને આંખમાં ઝળઝળીયાં આવ્યાં છે પછી ત્યાં રહી કહ્યું.

ચોપાઇ—ઉતારાના એકાંત રૂદેમાં જાણીએ
છેલ છબીલા શામ આવોને મોજ માણીએ,
ઓ અલબેલા રાજા ભલે તમે આવીઆ,
ગોપીયું કેરા વેશ ભલા તમે સજાવીઆ.

આવું સાંભળતાં સદેવંતે ઉંચુ જોયું એટલે સાવળીંગાએ ઇશારત કરી કે પાછલી બારીએ થઇ આવો. સદેવંત ત્યાં થઇ સાવળીંગાના મહેલમાં ગયો ત્યાં પલંગ ખુરસી કોચ અને પાટલો ઢાળી મુકયું છે તેના ઉપર મખમલનાં ઓશીકાં વીગેરે તરેહ તરેહનાં ઉપર બીછાના પાથરી દીધાં છે અને રાજાને માટે ખાવાનાં દુધ, સાકર, બદામ, પીસ્તા, ચારોલી દ્રાક્ષ અખોડ કીસમીસ અંજીર અને નારંગી વીગેરે નાના પ્રકારનો મેવો મુખ આગળ લાવીને મુકયો છે અને મુખવાસ સારૂ પાન સોપારી એલાયચી જાયફળ જાવંત્રી તજ લવીંગ અને કસ્તુરી એવા અનેક પ્રકારના ખુશબોદાર તેજાના લાવી મુકયા, અને તમામ રંગ મહેલમાં અત્તરની ખુશબો ઉડી રહી છે તે જોઇ સદેવંત ઘણો ખુશી થયો કે આવું સુખ મેં મારી રાણી સાથે નથી ભોગવ્યું, પછી સદેવંત સાવળીંગાને કહે છે.

હે સાવળીંગા! કાલે તો તું પરણીને ઘેર જઇશ માટે તું મારી રાણીના રીત પછી આપ એટલે હું મારે ઘેર જાઉં. તે સાંભળી સાવળીંગા બોલી:

દોહરો—આ જીભેથી જાઓ નહી કહું ને વળી રહોને આજની રાત,
આવી એકાંતો નહી મળે, ને રાજા વાલેસરી વાત.

સારાં સારાં સુંદરીરે, આપ્યાં બેસવા બીછાવણાં,
જાજમ ને ગલેચ પાથરણાં પાથર્યાં.

હે રાજા! હું તો આ જીભથી જાઓ નહી કહું ને આવી તમને એકાંત નહી મળે માટે બેસો પછી બંને પલંગ પર બેઠાં. હવે સદેવંત કહે છે.

દોય કરજોડી કાય કામની તને કરગરૂ,
આપુ માલ અપાર આસરવાસા હું કરૂં.
સમજુ થાજો નાર, પુરી તમારી પ્રીતડી,
હેતને પ્રીતે આલ, મુને રાણીજીની રીતડી.

હે સ્ત્રી! હજુ સુધી તારે ને મારે કંઇ છે નહી માટે મને મુકી દે, તે સાંભળી સાવળીંગા કહે છે.

નહી આલુ રાણીજીની રીત, સાંભળો વાતડી,
નથી ગમતી જરાય, માઊનીઆની નાતડી;
કડવા લાગે છે કોઇ વેપારી મને વાણીયા,
પહેરાવો પાટમદેના શણગાર કરી લેજો રાણીયાં.

હે મહારાજ! હું તો તમારી રાણી થઇ ચુકી છું.

હે સ્ત્રી! તું પરાણે પ્રીત કરે એમાં શું તે સાંભળી સાવળીંગા પોતે રૂદન કરે છે ને કહે છે.

હે રાજા! તમે જ્યારે એમ કહેશો ત્યારે હું મારા પ્રાણ મુકીશ. આ સાંભળી સદેવંતે કહ્યું.

રાજા દયા લાવી સાવળીંગાનો આગ્રહ જોઇ મહા કામાતુર થઇ રહ્યા ને સાવળીંગાની કોટમાં હાથ નાખી પલંગ પર જઇ બેઠા પછી રાજી થઇ સદેવંત કહે છે.

જ્યાં બંન્નુ પ્રેમમાં એક એકના ગળામાં હાથ નાંખી બેઠા છે એટલામાં લીલાવતી નણંદ તેની બીજી સાહેલીઓ અને દેવજી વ્યાસ આવ્યા તેણે હાંક મારી તે સાંભળી સાવળીંગા કહે છે કે કેમ કરીશું ? રાજા કહે બોગ તારા, મેં તો તને કહ્યું હતું કે તું મને અહીંથી જવા દે પણ તને વાતનો રસ ઘણો રહી ગયો હતો. હવે તારી નજરમાં આવે તેમ કર, તે સાંભળી કહે છે.

જમતાં એકજ થાળ, સુતા એકજ સેજડી,
નણંદ સાચુ માન, એ સરખી સાહેલડી.

હે લીલાવતી ! રાજાની કુંવરીને ને મારે બાલપણનાં બેનપણાં છે, તે મળવા આવી હતી એટલામાં ગોર ચુડો લઈને પેરાવવા આવ્યા. સાવળીંગા કહે છે હું તો ચુડો પાનેતર પેરવાની નથી ને એને પરણવાની પણ નથી માટે તમે મને કાંઇ ઉપાય બતાવો. વળી તેણે ગોરને રાજી કરવાની લાલચ બતાવી. એટલે ગોરે જાણ્યું કે આ રાંડ જે ધાર્યું હશે તે અતે કરશે ને હું મેલીશ એટલું મારૂં જશે માટે વર મરો કે કન્યા મરો એમાં મારે શું.

આવું સાંભળી સાવળીંગા ખુશી થઇને ગોરને હજાર રૂપીયાની વીંટી પેરાવી દીધી ને ગોરને કહ્યું કે હું મારી લવાગીયા દાસીને મારો શણગાર પેરાવીને બેસાડું છું તેને પરણાવી ધુંધરો તણાવી જાનીવાસે લઇ જજો. આવું સાંભળી ગોરે પહેલા તો લપકારા લીધા પણ વીંટી ભણી નજર કરી એટલે હીંમત આવી ને બેલ્યો, બેન કશી ફીકર નહી. હું કાંઇ ઓછો ચતુર નથી. એમ તો મારી બુદ્ધિ ઓભાગ્ર જેવી છે. આવું સાંભળી સાવળીંગા દાસીને ભણાવીને પોતાના શણગાર પેરાવી દીધા, ગોરે પણ લાલચને મારે લાકડે માંકડુ જડી દીધુ ને વીધી પ્રમાણે પરણાવ્યા.

હવે સાવળીંગા દાસીના શણગાર પહેરીને જાનીવાસે ગઇ ને પેશાબનું નામ દઇ ઓરડામાં એકાંત ખુણે દાસીને લઇ ગઇ ને પોતાનો પોષાક અદલ બદલ કરી દાધો ને દાસીને કહાડી મુકીને પોતે શેઠના પાસે ગઇ. જતાં જ શેઠની આંખો અંજાઇ ગઇ ને તેજ સ્તંભ ત્યાંથી પ્રગટયા. દીવમે વીજલી તો હોય જ નહિ એમ ધારી ભયભીત થયા પછી ધીરે ધીરે જોયું તો સાવળીંગા ઓળખાઇ. એટલે રાજે આશ્ચર્યથી પોતના પલગમાં બેસાડી વાતચીત કરતાં શેઠનું મન વિહ્વળ થઇ ગયું તેથી કહે કે હે સ્ત્રી હવે આપણે સુઇ જઇએ કારણ રાત વધારે ગઇ. તે વખતે સાવળીંગા બોલી.

દોહરો—મેં માનીતી માનતા, મને મળશે રૂપાળા કંથ,
પ્રથમ પુજશું મહાદેવને, વળી આવી રથના એકાંત.

એવું સાંભળી રૂપાશા શેઠ તો બહુ ખુશ થયા ને બોલ્યા કે તેં બહુ માથાકુટ કરી દેખાય છે પણ બળ્યું આવી તે બાધા રાખતા હઇશું. આટલી રાતે એકલા કેમ જવાય, બીક ન લાગે! છતાં સાવળીંગા મહાદેવના મંદીરમાં જઇને ઉભી. રાત અંધારી ઘોર છે. નાના વીધવીધનાં પ્રાણીઓથી ચોપાસ ભય ઉત્પન્ન થાય છે, જાણે આમથી આવશે કે આમથી તેમાં વળી દેરાના કમાડ વાસેલાં છે જેથી સાવળીંગા કહે છે:

હે રાજા! આ ઝાડનાં પાંદડાં ખડખડાટ થાય છે ને મને બીક લાગે છે હમણે મારૂં કાળજુ ફાટી જશે માટે ઝટપટ કમાડ ઉઘાડો તોય સદેવન્ત બોલતો નથી તે વખતે ફરી બોલી:

ચાર દીશાએ હું જોઇ વળી, ને થાકી કરી શોરબકોર
કાં તો સદેવન્ત સુઇ ગયો ને કાં તો મારી ગયા ચોર.

સાવળીંગાએ જાણ્યું કે રાજા જો હોય તો મારો સાદ સાંભળી બોલ્યા વીના રહેજ નહિ તેમ રાજા વચન આપીને આવ્યા સિવાય પણ રહે નહિ જેથી કછોટો વાળી દેરા ઉપર ચઢી શીખર ઉતારી

આંખ પેડી ને જુવે છે તો દીવા બળે છે. રાજા ભરઉંઘમાં સુતા છે ને પોપટ પણ પાંજરામાં છે. સાવળીંગાએ ઘણા સાદ દીધા તથા બાઝી બાઝીને તેને ઘણો હલાવ્યો પણ કોઇ બોલતું નથી ત્યારે માથું કુટીને કલ્પાંત કરતી હાથ વડે માથાના વાળ ઉખાડે છે ને છેવટે મરવાનો વિચાર કર્યો. આટલું જોયું ત્યારે પોપટની ખાતરી થઇ કે એનો પ્યાર સંપૂર્ણ છે. તે વખતે પોપટ તેને કહેવા લાગ્યો:

હે સાવળીંગા! તું શીદ મરે છે. સદેવંતને કેફ ચડી છે તેથી બોલતો નથી. તે સાંભળી સાવળીંગાએ કહ્યું.

સુણ સુભાગી પોપટા, તું તો પરભવનો મારો વીર,
સુતા સદેવંત જાગશે તે વખતે કહજે સંદેશું તું ધીર.

એ પોપટ! સદેવંત જાગે તો કહેજે કે એ તો આવીને ગઇ ત્યારે પોપટે કહ્યું કે તું સદેવંતને હાથે ભાવ લખી જા એટલે તેને પાકી પ્રતીત થશે. પછી સાવળીંગાએ સદેવંતના હાથમાં ભાવ લખવા માંડ્યા.

ખરડો ભાંગડો ને સાંઢીઓ ને વળી ટપલાકુટ કુંભાર,
એની સમજણ હો સદેવંતારે તો પગ ન દેશો બાર.
કુંભ ઘડા ને કાળવારે, વળી આશા બાંધી નાર,
એની સમજણ હો સદેવંતા તો પગ ન ભરજો બહાર,
વાંકડી મુછો ને માંજરો ને જેને હુંડે ન મળે વાળ,
એવે શુકને રાજન આવશો તો રાજા નિશ્ચે ખુટે કાળ.
ડાબા જમણા તેતર બોલે ને વળી આડી ઉતરે મંજાર,
એવા શુકને શુભ આવજો રાજા પગ ધરજો બહાર.
છાણું પાણું ને ટેકરે ને, વળી સુને રાજ દરબાર,
સુકે લાકડે મરોવરે, તમને ઘાતક લોહ નીરધાર.

હે રાજા! એવો શુકન જોઇને ન આવજો. પછી પોપટે કહ્યું એ કરતાં સારા શુકન લખ કે તે જોઇને આવે. પછી સારા શુકન લખે છે.

કોરા ઘડે કુંવારકા, જેને ખોળે અખીયાણું જવ જાર,
એવા શુકને તમે આવશો તો મળશે સાવળીંગા નાર,
તરૂવર ઉપર તેતર લવે વળી તરૂણુ શબ્દ કરે,
રેવંત ઘોડો હાંકજો, તો સમુદ્ર પાર ઉતારે.
સારા સારા એ શુકન જોઇ, વાલમ વેલા આવજો,
નાના મોગ સંગાથ, ભેળા નવ લાવજો

મહારાજ! આવો તો એકલા આવજો. પોપટે પુછયું. લખી રહી! સાવળીંગાએ કહ્યું હજુ લખવું છે, ને હુથેથી તો ભરાઇ ગઇ હવે કયાં લખું. પોપટે કહ્યું, આ કમાડ લખ. પછી કમાડે લખે છે.

સોહલો—આંખે આંસુડાની ધાર અલબેલી ઉંડીઓ,
સુણો સદેવંતરાય, મધવન લુંટીયા,
હું છું બાળ કુમાર જાઉં છું સાસરે.

હે મહારાજ! તમે બોલતા નથી તો હવે હું કુંવારીને કુંવારી સાસરે જાઉં છું આવી તરેહથી સાવળીંગા બોલી એટલે મહીરની બત્રીસ પુતળીઓએ દાંત કહાડયા. સાવળીંગાએ પુતળીઓને કહ્યું.

દોહરો—સુણુ થંભને સુણુ થાંભલી સુણુ બત્રીસ પુતલીયાં,
સદેવંત જાગે શાખ પુરજે, મારી સગી બેનડીયાં.

પુતલીયો કહે તારી બેન થઇ ને સદેવંતની સાળી થઇ, શાખ કોણ પુરે. તે વખતે સાવળીંગાએ ગરજથી મારી કહ્યું.

સુણુ થંભા ને સુણુ થાંભલી ને સુણુ બત્રીસ પુતળીયાં,
સદેવંત જાગે શાખ પુરજે, મારી સગી નણુદલીયાં;
સાવળીંગા ઘાવ લખી રહી ને જતી વખત મનને કહ્યું,
સુતો મેલીને અમે ચાલીયાં, મને ઘડી ન લાગી વાર,
સારા શુકન જોઇને આવજો, નીકર પગ ન ધરવો બહાર.

એવી રીતના ધાત લખીને પોતે ઘેર આવીને સુઇ રહી. અવા-રમાં જાન વિદાય થવા માંડી તે વખતે સાવળીંગા વિચાર કરે છે કે હું મારી સહીયરને મળું તો ખરી એમ કરતાં વાર થય તો રાજા આવી પહોંચે એમ ધારી સાહેલીઓને મળવા જાય છે એટલે તેના લીલાવતી નણંદ બોલી કે હવે સાહેલીઓની માયા મુકી દો. ને હવે ઘેર જઇને મારા ભાઇ તમારી બધી હોંશ પુરી કરશે. રાજા તો હજુએ આવ્યા નહિ જેથી સાવળીંગા રથમાં બેસતી વખતે પોતાનો મોતીનો હાર હતો તે તોડી નાંખીને વિણવા બેઠી તો પણ રાજા આવ્યા નહિ. પછી નીરાશ થઇને પોને રથમાં બેઠી એટલે ચાલતે ચાલતે પાંચ ગાઉ આવીને ભાતુ ખાવા બેઠા એટલામાં એક ગોવાલિઓ ત્યાં થઇને જતો હતો તેને સાવળીંગાએ છાનામાનો એક દાગીનો આપીને કહ્યું કે તું અહિં બેસજે ને સદેવંત રાજા આવે તો કહેજે કે સાવળીંગા તો ગઇ પણ તમને ઘડી વિસરતી નથી માટે તમે તેને મળી આવો. પછી સર્વે ખાઇને ચાલતા થયા ને ઘડી દહાડો રહ્યો તે વખતે જાન પારાનગરમાં વાજતે ગાજતે આવી. આ વખત માલણ સાવળીંગાને ફુલ આપવા ગઇ ત્યાં સાવળીંગાને ઉદાસ જોઇ પુછવા માંડયું કે તમે ઉદાસ કેમ થયાં છો? જે વાત બનેલ હોય તે મને કહેશો. હું તમારી વેચાણ છું. મારી સાથે પડદો રાખશો નહિ. સાવળીંગાએ કહ્યું મને વચન આપ એટલે હું તને બધી વાત કહું, એવુ સાંભળી માલણે સોગન ખાધા.

હે માલણ, સદેવંત રાજાને મળવા મેં ઘણી કળા કરી પણ તે મળ્યા નથી. તેના વિના આ જગતમાં બીજાનું મારે કામ નથી એવું સાંભળીને માલણે કહ્યું બાઇ તું કાંઇ એ વિષે ફીકર રાખીશ નહિ. હુ તને મેળવી આપીશ એમ કહી ઘેર ગઇ હવે સદેવંત સુતો છે તે ઉઠયો ને જુએ તો કાંઇ માલમ પડયું નહિ.

એવી રીતે ક્રોધ કરીને બોલ્યો તેવામાં પોપટ કહે છે કે હે રાજા, તમને કંઇ ખબર છે કે નહિ? ખાલી ક્રોધ શીદ કરો છો! એ તો તમારી પાસે આવીને તમને જગાડવા માંડ્યાં પણ તમો જાગ્યા નહિં તે વખતે ધાવ લખીને ગઇ. ત્યારે રાજા પોપટને કહે કે તેં મને કેમ ન જગાડ્યો? માટે તને મારી નાખીશ. એવું સાંભળી પોપટ કહે છે કે હે રાજા, નાહક શીદ મારો છો? મને છુટો મુકો. હું મારે ગમે ત્યાં જઇશ. એમ કહેવાથી પોપટને રાજાએ છુટો મુકયો તેથી તે ઉડીને જતો રહ્યો પછી ઉદાસ થઇને પોતાને ઘેર આવીને એક ઘોડો લેવા સારૂ ઘોડારમાં ગયા તે વખતે રાણીએ દીઠા એટલે તે કહેવા લાગી કે હે રાજા, સાવળીંગાએ તમને ગાંડાતુર બનાવી દીધા છે. તે હું જાણું છું પણ વિચાર તો કરો કે મારા જેવી રાણી હોવા છતાં તમોએ એક વાણિયાની છોકરીમાં શું વંચારે દીઠું! તે ભુત જેવા બની ગયા છો! તે વખતે રાજા કહે છે.

એ સ્ત્રી સાવળીંગા બરાબર બીજી કોઇ દુનીયામાં નથી ને તું તો એક એની દાસી બરાબર છે એવું સાંભળીને રાણીને રીસ ચઢી ને કહે છે કે સાવળીંગા ઉપર આટલો બધો મોહ છે તો કેમ પેલા વાણીયાને લઇ જવા દીધી.

હે રાજા! ધિક્કાર છે કે તમારી સાવળીંગા ઘણી વહાલી હતી તેમ છતાં તેને લઇ જવા દીધી માટે તમને નાનમ છે. એવી રીતના રાણીનાં મર્મના બોલ સાંભળીને સદેવંતને ઘણો ક્રોધ ચડયો તેથી રાણીને કહ્યું કે તું શું કરવા બડબડાટ કરે છે? જો તો ખરી એને લાવીને પટરાણી કરૂં તોજ મારૂં નામ સદેવંત એટલુંજ કહીને પોતે તેજ વખતે એકલો ઘોડાપર સ્વાર થઇને ચાલી નીકળ્યો ને દરવાજે આવ્યો એટલે બારોટ સાવળીંગને વળાવી પાછો આવતો હતો તે સામો મળ્યો. તેને સદેવંતે કહ્યું કે સાવળીંગાની શી ખબર છે? બારોટ કહે કે તેણે તો

તમને મળવાની ઘણી વાર કરી પણ તમે આવ્યા નહી ને હવે તો દશ ગાઉ પહોંચી હશે એવું સાંભળીને તેણે ઘોડો તાકીદથી ચલાવ્યો અને પાંચ ગાઉ ગયા એટલે ત્યાં ગોવાળીઓ રાજાને દેખી કહે છે.

દોહો—સાજ સોનેરી ઘોડા જરકશી ને વળી અલબેલા રે અસવાર,

ઉભા રહો મારા ડાકરા તો કહું સાવલીંગાના સમાચાર,

હે રાજન ! ઘોડો ઉભો રાખો. હું તમને સાવલીંગાના સમાચાર આપું તે અહં મને બેસાડીને ગઇ છે ને કહ્યું છે કે રાજા આવે તો કહેજે કે સાવળીંગા તમારી વાટ જોઇ હમણાંજ ગઇ એવું સાંભળીને રાજા ચાલતો થયો એવામાં રાત પડી તેથી રાતમાં એક દેવળમાં જઇને ઘોડા બાંધીને ભુખ્યો તરસ્યો સુઇ રહ્યો. હવે સાવળીંગા પાસેથી માલણ ગઇ ને સાવળીંગા એકલી બેઠી છે એવામાં શેઠ દુકાનેથી આવ્યા ને કહે છે કે ચાલો રંગમહેલમાં સુઇ રહીએ. સાવળીંગા કહે હાલ મારે નીમ છે. મેં પીયરથી આવતાં માનતા માની છે કે ખેમકુશલ સાસરે પહોંચીશ તો સાત દીવસ સુધી એકાંત સુઇ રહીશ એવું સાંભળીને શેઠ તો ખુશી થયા કે મારી સ્ત્રી મહા ચતુર છે એમ વીચારીને પોતે ઓરડાની બહાર છુટા હેલમાં ભોંય પર સુતી છે એવામાં મધરાતે સાવળીંગા ઉદાસ થઇ કહે છે.

રાત અંધારી ઘોર, નથી કોઇ જોડીયાં;
કંથ તમારે કાજ, તજી છું ઢોલીઆં.

એવી રીતે શોચ કરતાં સવાર થયું એટલે સાવલીંગાની દાસી અને ગામના રાજાની કુંવરીની દાસી બંનને દોસ્તી હતી તેથી તે રોજ નદીએ નહાવા જાય છે. હવે એક દીવસે નહાવા ગઇ છે, અહીંઆ સદેવંત પણ તેજ નદી ઉપર આવી પાણી પીવા બેઠો પણ પોતાની પાસે વાસણ નથી અને ખોબેથી પીએ તો હથેળીના લખેલા ઘાવ ધોવાઇ જાય માટે તેણે જનાવરની પેઠે મોહોડેથી પાણી પીધું. તે જોઇને

સાવલીંગાની દાસી કનકાવતી કુંવરીની દાસીને કહે કે બહેન ! આ કોઇક મોહોડેથી પાણી પીએ છે તે ગાંડા જેવો હશે કે શું ! તે સાંભળીને કુંવરીની દાસી હોશીયાર છે તે કહે કે એ કોઇ કામી પુરૂષ છે. એના હાથે ઘાવ લખેલો છે અને કોઇ મોટો મનુસ છે, જેવો તેવો નથી. એમ કહીને બને જણીઓ ઘર ભણી ચાલી ને કનકાવતીની દાસી તો ઘેર જઇ બાઇને કહ્યું કે તમે ઇચ્છાવર વરવા ધારો છો માટે મનખો સફળ કરવો હોય તો તમારા વર નદી કીનારે આવ્યા છે. હવે સાવલીંગાની દાસીએ પણ નવી વાત સાવલીંગાને કહી તે સાંભળીને સાવલીંગા વીચાર કરવા લાગી કે નક્કી સદેવંત કુંવર આવ્યા હશે માટે માલણ આવે તો ખબર કહાવું એવો વીચાર કરે છે અને કનકાવતીજ પોતાની દાસીને તથા કેટલીક સખીઓને લેઇને તે નદી ઉપર ગઇ ત્યાં સદેવંતને બોલાવીને ખુબ ચાળા કરે છે પણ સદેવંત તેના તરફ કાંઇ ધ્યાન રાખતો નથી તોપણ કનકાવતીએ બોલાવવા સારૂ પોતાનો મોતીનો હાર તોડીને મોતી લઇને કાગડા ઉડાડવા લાગી ને ચીરમાં કાંકરા ભરીને પછાડે છે. વળી નખવતે ટીપે ટીપે ઘડો ભરવા લાગી પણ સદેવંત તેના સામું જોતો નથી ત્યારે કનકાવતી બોલી:

દોહરો—નખવતી ઘડો મેં ભર્યો, ને મોતીએ ઉડાડ્યા જોને કાગ;
કાંકરે ચીર કુટી પટકાયું, ને વળી તોય ન બોલે ઠગ.

એ રીતનું તેનું બોલવું સાંભળીને કુંવરે વિચાર્યું કે મને ઠગ કહ્યો માટે હું ઉત્તર આપું.

નથીરે શહેર ગોરી માહરૂં ને કાંઇ નથીરે બોલ્યાનો લાગ;
એની વીમાસણ ના કરૂં તો, કદી નાવે વિજોગનો ત્યાગ.

એ રીતનું સદેવંતનું બોલવું સાંભળીને કનકાવતી મોહીત થઇને ખુબ કામાતુર થઇ તે વખતે નીમ લીધો કે વરૂં તો આને બીજા ભાઇ બાપ. સદેવંત કહે કે હે સ્ત્રી ! એ વાત કરીશ નહી કેમકે તું રાજાની કુંવરી

છે તે તને કોઇ નહી કહે પણ મારૂં તો મથું જાય, એવું સદેવંતનું વચન સાંભળી કનકાવતી કહે તમારા સામી કોઇ આંખ ઉંચી કરે તો તેની આંખ ફોડાવું ને તમને મારે તો હું પણ જોડે મરૂં. તેવારે કુંવર કહે છે કે તું કોણ ને હું કોણ ને તારી સાથે મારે કાંઇ કામ નથી ત્યારે કનકાવતી કહે રાજા મારા જેવી નહીં મળે માટે હાથમાં આવેલો હીરો એ શો નહી, એવું સાંભળી સદેવંત કહે છે, તારા જેવી તો મારે ઘેર લુંડીઓ છે, પણ કનકાવતી ધારે છે કે એ તો ગમે તેમ બોલે પણ મારે તો સારૂં લગાડવું જોઇએ એમ ધારીને કહે છે.

હું છું કુમારી નારીયાં ને, તમે પ્રીતમ મારા સુજાણ,
વરવું તો તમને વરવું, નીકર મુકીશ મારા પ્રાણ.

રાજા તમારી સ્ત્રી થઇ ચુકી તે માટે તમે વરશો તો ઠીક છે નીકર હું મરીશ. એ રીતે કહીને કનકાવતી પોતે પોતાના મહેલમાં ગઇ. હવે સાવલીંગા માલણની વાટ જુએ છે એવામાં માલણ આવી. તેને સાવલીંગા કહે કે મારા પ્રાણપ્રીય સદેવંત રાજા નદી ઉપર આવ્યા છે માટે તેમની પાસે ઘોડો છે તે તારે ઘેર ઉતારજે પછી બાવાનો વેશ બેનરાવી મારા મહેલે મોકલજે. જ્યારે હું તેમને જોઇશ ત્યારે અન્ન પાણી લેઇશ. તે વારે માલણ પણ સ્વપ્ન જોઇને બોલી તો ખરી પણ મને ખરચી પાણી! તે સાંભળી સાવલીંગાએ શેઠની પેટીમાંથી પચાસ મોહરો કહાડીને આપી તે લઇ ખુશી થઈને માલણ કનકાવતીને મહેલે ફુલ આપવા ગઇ, તેને કનકાવતી કહે છે, મારા લાયક જેવો જોઇએ તેવો વર નદીને કિનારે આવ્યો છે તેને તેડી લાવીને મારી સાથે પરણાવીશ તો ગુણ નહિ ભુલું એમ કહીને એક હજાર રૂપિયાનો દાગીનો માલણને આપ્યો. તે લેઇ કહે કે બાઇ કાંઇ ફીકર રાખશો નહી. એમ કહી માલણ ઘેર આવી, ને માળીને પેલો અવેજ દેખાડ્યો એટલે મળીભાઇ તો રાજી થઈ કહે છે કે કોઇ હૈયાનો ફુટ્યો અને ખીસ્સાનો તર હોય તેની દોસ્તી કરીને આપણે ઘેર તેડી

લાવજે, તેને ખંખેરી ચોખું કરીશું. માળીની રજા મળી તેથી માલણુ તેજ તેજ વખત બેડું લઇને નદી ઉપર આવી ને સદેવતને જોઇ ચાળા કરવા લાગી સદેવંત વીચારે છે કે આ ક્યું ગામજ આવું છે કે શું પણુ જેના સારૂં આપણે અહીયા આવ્યા છીએ તેને મેળાપ કેમ થાય? જો ઘોડો ના હોત તો હું એકલો ગામમાં ગમે ત્યાં ફરીને ખબર કઢાડત. એવા રીતને વીચાર કરે છે, એટલામાં માલણુ પાસે આવીને પુછે છે:

ક્યાયારે દેશના તમે રાજવી ને, વળી કીયારે તમારાં ગામ:
શા કારણુ તમે આવીયારે, વળી શું છે તમારે કામ.

હે મહારાજ! તમે કયા દેશના રાજા છો ને અહીંઆં શા કામે આવવું પડયું છે? માલણુના વચન સાંભળી સદેવંત કહે છે.

નથીરે અમે રાજવી ને વળી છેટ અમારાં રે ગામ;
આવ્યા છીએ પરદેશમાં ને ભુંડી ચાકર રહ્યાનું કામ

હે સ્રી! અમે રાજા નથી પણુ પરદેશમાં ચાકરી કરવા આવ્યા છીએ. તે સાંભળી માલણુ કહે છે.

ચાકર જોગ નથી સાહેબાને, વળી સો સો નોકર તમ ઘર હો;
આવ્યા છો કુંવરીને કારણે, વળી અસત્ય વચન શું કહો.

હે મહારાજ! તમે જે કારણ આવ્યા છો તે હું જાણું છું. આથી સદેવંતને ખાત્રી થઇ કે નક્કી એણે મોકલેલા પણુ એનું નામ એની પાસે કહેરાવું.

સોરઠો—કોણુ નગરમાં રાજ કરે, અને કોની કોની હવાઇ ફરે;
તારા શહેરમાં સુખીયાં કોણુ કોણુ છે. તે વાત મુજ આગળ કહે.

હે સ્રી! આ નગરમાં કોણુ રાજા રાજ્ય કરે છે ને કોની હવાઇઓ ફરે છે. તારા શહેરમાં સુખીયાં દુખીયાં કોણુ છે તે મને કહે. માલણુ સદેવંતનું કહેવું સાંભળીને કહે છે.

રાજા વીરમદે રાજ કરે, પૃથુરાજની હવાઇ ફરે;
એક દુખીયારી રૂપાશાની નાર, તેના તમો લાગો શણુગાર.

હે મહારાજ! આ ગામમાં વીરમદે રાવત રાજ્ય કરે છે ને પૃથુ-રાજની દુવાઇ ફરે છે. દુખીઆરીમાં એક રૂપાશા શેઠની સ્ત્રી સાવળીંગા છે, તેના તમે પરમ પ્રિય છો. આવાં માલણનાં વચન સાંભળી સદે-વંત હસી પડયો ને કહે છે કે પ્રથમ તો મારા મનમાં એવું આવ્યું કે હમણાં એક આવી હતી તેવીજ તું હઇશ, પણ હવેથી તને મારી બેન ગણીશ

તુને આજથી મારી બેન ગણું ને તારા સાસરીયામાં વડાઇજ કરૂં;
નવું પહેરાવું દખણનું ચીર, કરી લે મને વાલેસરી વીર.

માલણ સદેવંતને કહે છે, મારે તો ચીર જોઇતું નથી પણ એક વચન આપો ત્યારે સદેવંતે વચન આપ્યું. માલણ કહે કે હમણાં સ્ત્રી આવી હતી તેને તમારે પરણવી પડશે સદેવંત કહે એ વાત કરવી નહીં. માલણ કહે ત્યારે તમે સાચાબોલા નથી. સદેવંત કહે એક વખત મને સાવળીંગા મળે તે પછી એને પરણીશ. માલણ કહે તમે ગમે ત્યારે પરણજો પણ એને પરણશો તો તમારૂં કામ થશે. કેમકે રાજાની કુંવરી છે ને તમે તેની સાથે જશો તોજ સાવળીંગા મળશે. પછી માલણ સદેવંતને લેઇ પોતે અગાડી ને રાજા પછાડી એવી રીતે ઘેર જાય છે ત્યારે પોળના લોકો સદેવંતને પુછે છે, ભાઇ! તમે કોણ છો? ત્યારે સદેવંત તેમને જવાબ દે છે.

અમે જાતના સોદાગર છીએ, આ બાઇના પીયરમાં રહીએ છીએ માટે એને ફળીઆ દાળજ છે, ને તે માટે મને ભાઇ ભાઇ કહે છે

માલણે સદેવંતને નાહવા સારૂ ઉનું પાણી કરી નવરાવ્યો ને રસોઇ તઇયાર કરાવી કહ્યું કે મહારાજ! જમવા ચાલો ત્યારે સદેવંત કહે કે હું તો તેને નજરે જોઇશ ત્યારે અન્ન પાણી લઇશ. નહી તો લેનાર નથી. માલણ કહે કે મહારાજ! તમે જમો તો ખરા, અને તમે જોગી થશો ત્યારે દેખશો. પછી સદેવંત કહે જોગી થઇ એને જોઇ પછી જમીશ. માલણ કહે ભલે એમ કરો. પછી સદેવંત પોતાના

શરીર ઉપર ભભુત ચડાવી દીધી ને માથાના વાળ છુટા મુકી હાથમાં ઝોળી ઝડો લેઇ અવધુત બની તઇઆર થયા પછી માલણ કહે છે કે. તમે તેના મહેલ આગળ બેધીસ્ડકથી જજો, કોઇ તમને રોકશે નહી કેમકે તમારે સારૂ તો સદાવ્રત આપવાનું માંડી બેઠી છે. માલણનું વચન સાંભળી પોતે શહેર ભણી ચાલ્યા.

જયારે સદેવંતે જોગીના વેષ ડોળાથી સાવલીંગાના મહેલ આગળ સોનેરીયા ચોકમાં જઇ અલેખ જગાવ્યો ત્યારે સદેવંતનો અવાજ સાંભળી સાવલીંગા ઝરૂખે આવી જુએ છે તો સદેવંત દીઠા. પછી ખુશી થઇ રાજાને કહે છે.

પગરે પ્રમાણે પહેરી ચાખડી ને, રાજા છુટરે મેલ્યા જોને કેશ,
સુણ રાય સદેવંતરે, તેં તો ભલો ભજાવ્યો વેશ.

હે મહારાજ! માગ રહ્યા પ્રમાણે બરોબર જોગીનો વેષ ભજવ્યો છે. પછી સદેવંત સાવલીંગાને શણગાર સજેલા જોઇ કહે છે.

ચોપાઇ—સજ્યા છે સોળ શણગાર, વળી પાડ્યાં છે પટીયાં,
જોયાં પ્રીતોનાં પરિમાણ, છુટી હોય લટીયાં.

હે સ્ત્રી! તેં તો મારા ભેખને એબ લગાડી, કેમકે જો મેં જોગીનો વેશ લીધો તો તારે મારી માફક દીલગીરીમાં રહેવું જોઇતું હતું પણ તેં તો શણગાર સજીને વળી પટીયાં પાડ્યાં છે માટે જો સાચી પ્રીત હોય તો છુટાં રાખવાં જોઇએ. આવાં સદેવંતના વચન સાંભળીને સાવળીંગા કહે છે:—

હે મહારાજ! મેં તો ઉપરથી લોકોને દેખાડવા સારૂ શણગાર સજ્યો છે ને પટીયાં પાડ્યાં છે પણ મારા હઇયામાં તો છુટેલા જ છે. એવી વાત કરે છે એટલામાં એની નણંદ લીલાવતી આવીને કહે છે કે જમવાની વખત થઇ છે ને તમે કેમ બેસી રહ્યાં છો? સાવળીંગા લીલાવતીને જોઇ (મનમાં-વળી આ પાપ ક્યાંથી આવ્યું) હવે રાજા સાથે વાત થશે નહી ને વરસાદ આવવા માંડ્યો માટે તેને લોટ આપવાનું કહી નીચે જઇ વાત કરી આવું એમ ધારી નણંદને કહે છે.

હે બાઇ ! આ જોગી બહાર પલળે છે તેને કહો તો ભીક્ષા આપી આવું. આ લીલાવતી જોગીનુ નામ સાંભળી ઝરૂખે જુવે છે, તો કોઇ મહા તેજસ્વી રાજ્યહંસ જેવો દીઠો.

પછી લીલાવતીએ મનમાં ઓળખ્યો કે મને એના પીયરમાં ધક્કો માર્યો હતો એવો છે એવું ધારી રોશ કરી સાવળીંગાને કહે છે.

સોહલો—બાવો નથી એ છે બાવનવીર, ને ઉતારે વહુ તમાનાં ચીર,
જોને બન્યો છે દીસે લાઠ, ને એવા લંગોટા ફરે સો ને સાઠ.

એ ભભી ! તમે તો જાણુતા હશો કે કોક જોગી છે પણ એ તો કોક ઠગ છે. સાવળીંગા કહે આપણે શું ગમે તે હોય, આપણે તો તેને અભ્યાગત જાણીને આપવું છે એવું સાભળી લીલાવતીને રીસ ચઢી ને સીપાઇને બોલાવીને કહ્યું કે આ જોગીને મારી કહાડો ને હવેથી કોઇ પણ ભીખારીને અંદર આવવા દેશો નહીં પછી સીપાઇએ સદેવંતને ધક્કા મારીને કહાડયો. હવે સદેવંત સવળીંગા ઉપર ક્રોધ કરીને કહે છે કે રાંડે મને ધક્કા મરાવ્યા પછી માલણની પાસે જઇ બધી હકીકત કહી. માલણ કહે ભાઇ ! તું જમી લે ને હું એની પાસે જઇ તને મળે એવો બંદોબસ્ત કરી આપીશ. પછી સદેવંતે ખાધું હવે માલણ ફુલ લેઇ, સાવળીંગાના મહેલે ગઇ. સાવળીંગાએ માલણને જોઇ એટલે તેના ખોળામાં માથું મુકી ધ્રુસકે ધ્રુસકે રોવા બેઠી અને કહ્યું કે મારી નણદે એમને કાઢી મુકાવ્યા અને સીપાઇને હુકમ કર્યો કે હવેથી કોઇ ભીખારીને પેસવા દેશો નહીં. માલણ કહે તું શીદ ચીંતા કરે છે ! એવા તો સો ઉપાય કરી તારા મેહેલે મોકલીશ. સાવળીંગા કહે એ વાત ખરી પણ મે શેઠને સાત દીવસનો વાયદો કર્યો હતો તે સાત દીવસ આજ પુરા થશે માટે કેમ કરવું. હવે તો કાંઇ ઉપાય ખોળ, નહી તો મરવું પડશે તે સાંભળી માલણ કહે. શેઠ તારી પાસે આવે તે વારે કહેજે કે મેં સાત દીવસનો નીયમ લીધો હતો પણ હવે મારી આટલી હોંશ પુરી કરો કે આપણે બાગમાં ઉજાણી જઇએ. ત્યાં સોગટા બાજી રમી જમીને ઘેર આવ્યા પછી તમે કહેશો તેમ કરીશું. પછી શેઠને દારૂ ખવરાવીને બાગમાં સુતો મુકીને હું અને

સદેવંત બાગની પાછળ બેસીશું, તે પછી તું મારી પાસે આવજે એટલે સરવે ઉપાય કરીશ. હવે માલણના કહ્યા પ્રમાણે સાવલીંગાએ શેઠને કહ્યું પણ શેઠ પણ મોહને વશ થઇ હા કીધી બીજે દીવસે એક બે ચાકર અને સાવલીંગાને સાથે લેઇને શેઠ બાગમાં ગયા ને બાજી ખેલે છે. તેમાં સાવલીંગા દોહરા બોલતી જાય છે, ને સદેવંત બાગની પાછળ બેઠો છે તે સાંભળે છે.

દોહરો–સાવધાન થઇને વળી, બેઠા બેઠા જોને બહાર
તમ કારણ અમે આદર્યું ને વળી પડ પાસા પોબાર.

ચોપાઇ–સાંભળ મારૂં વેણ તું મનમાં સાચું ધાર,
જેમ બને તેમ જલદી કરો, પડ પાસા પોબાર.
તે સાંભળી સાવલીંગા કહે છે.

દોહરો—હવે ઉતાવળ મત કરો ને વળી ઝાઝી નથી કાંઇ વાર;
હેત જોગે મેળો થશે ને વળી પડ પાસા પોબાર.

તે સાંભળી સદેવંત કહે છે.

દેહરૂં દીઠું જોને દેવનું ને વળી દરશન કરવાને જાય,
દરશન તો પરસન નહી ને વળી પડ પાસા પોબાર.
હંસ ગયો સરોવર તીર ને વળી અમરત દીઠું સાર;
દીઠું પણ ચાખ્યું નહી, ને વળી પડ પાસા પોબાર.

એવા રીતનું બનેનું સામસામું બોલવું સાંભળીને શેઠ કહે છે એ કોણ બોલે છે! એટલે સાવલીંગા કહે છે કે આ બાગનો દેવ છે તે અદ્રશ્ય થઇને બોલે છે, આપણુંને નિંદા કરશે પણ તમે કાંઈ ડરશો નહી. લ્યો આ ગોળી મારી પાસે છે તે ખાઓ એટલે કાંઇ બીક લાગશે નહી. આ ગોળી મારા બાપને ઘેર એક વિદ્યાના બળવાન પાસેથી મંગાવીને લાવી છું તે ખાય તો કોઇ ભુત પલીતથી બીએ નહી એમ કહીને માલણના આપેલા કેફની ગોળી આપી તે શેઠે ખાધી એટલે થોડી વારમાં શેઠ બેભાન થઇ ઉંઘવા લાગ્યા. પછી સાવલીંગા સદેવંત પાસે ગઇ ને તે બનેને માલણ ત્યાંના રાજાની

કુંવરી કનકાવતી પાસે તેડી ગઇ. રાજાને આવતા જોઇ સાવલીંગા અને રાજાને પલંગ ઉપર બેસાડયા. પછી ત્રણે જણ વાતો કરવા લાગ્યા.

કનકાવતી રાજાના વચન સાંભળી ખુશી થઇ અને, સવાર થયું એટલે પોતાના પીતા પાસે જઇ કહ્યું કે હે પીતા! હું જળદેવતાનો પ્રત્યક્ષવર વરવાને રોજ ગાગરબેડીયાં પુજતી હતી તેથી મને મારી મરજી પ્રમાણે વર મળ્યો છે. વીરમદે રાજા કહે કે કોણ! કનકાવતી કહે રાજા શાલીવાહનનો કુંવર સદેવંત આપણા નગરમાં આવ્યા છે. રાજા કહે અહીંયા તેને એકલા આવવાનું શું કામ? તેના શહેરના નગરશેઠની કુંવરી સાવળીંગા કરીને આપણા ગામમાં રૂપાશા શેઠ પરણીને લાવ્યા કહે છે પણ તે પરણી નથી કેમકે તે કુંવારી હતી તે વખતથી સદેવંતને વરી ચુકી હતી તેથી કપટથી એક દશી સાથે પરણ્યો હતો. ત્યાર પછી સદેવંતને ને તેને મેળાપ થયો નહીં. તેથી તે રૂપશા સાથે અહીં આવી હતી પણ હાલમાં તે સદેવંત પાસે આવી છે ને આપણા મહેલમાં તેમને બેસાડયા છે માટે મને તેમની સાથે પરણાવો. હું પણ મનની સાથે સદેવંતને વરી ચુકી છું. પછી રાજાએ તે વાત કબુલ કરી પણ સાવળીંગા પરણી નથી તે વાતની ખાતરી કરવાને રૂપાશા શેઠને બોલાવી પુછયું ત્યારે તે કહે કે હું પરણ્યો છું. સાવળીંગા કહે—દાસીને ના પરણ્યો હોય તો દેવજી ગોરને બોલાવો, ને પુછો તે બધું કહેશે. પછી રાજાએ શેઠને કહ્યું કે કેમ કરવું? શેઠે વિચાર્યું કે જેનું દીલ મારા ઉપર બીલકુલ નથી તે ઘેર આવવાની નથી ને જબરજસ્તીથી તેડી જઇશ તો આખર મોતની નશાની છે એક વાર તો કેદ ખવરાવીને ગઇ તે બીજે દહાડે માલુમ પડી માટે જવા દો; વળી બીજી પરણીશું. એમ ધારી શેઠ કહે એની ખુશીમાં આવે તેમ કરે તેમાં મને કઇ અડચણ નથી. એમ કહેવાથી રાજાએ જાણ્યું કે આ કુંવારીજ છે. પછી રાજાએ પોતાની કનકાવતી કુંવરીને તથા સાવલીંગા બંનેને મોટા મહોત્સવ કરીને પરણાવી પછી રાજાએ એક મંહેલ તેમને રહેવા

આરૂ જુદો આપ્યો તેમાં એ બંને સ્ત્રીઓની સાથે સદેવંતને ખુબ રંગ ભોગ કરતાં કેટલાએક દીવસ થયા પછી સાવલીંગા કહે હે સ્વામી હવે આપણે આપણા શહેરમાં જઇએ તો ઠીક, એવું સાંભળી સદેવંત રાજાએ વીરમદેની પાસે રજા માગી કે હવે અમને અમારે દેશ વીદાય કરો. પછી રાજાએ તેમને ઘોડા, હાથી, ગાડીઓ વગેરે આપ્યા ને જાચક લોકો દાન લેવાને સદેવંતની પાસે આવ્યા.

જોગી જાપ જપે નિરંતર, થાકી કીર કહે જગમેં મોટી;
શોકો હે ઉસ દાસ નિરંતર, રોટી બીના સબ બાત હે ખોટી.

હવે જાચક તથા ભાટ વગેરે જે લોકો દાન લેવા આવ્યા હતા તે લોકોએ ઉપર પ્રમાણે દોહરા, કવિત વગેરે ગાઇ સંભળાવી સદેવંતને ખુશી કર્યા તેથી સદેવંતે તેમને પુષ્કળ દાન આપ્યું પછી પોતાને ઘેર જવાને તેણે રથ ચાલતો કર્યો તેમાં બે સ્ત્રીઓ કનકાવતી ને સાવળીંગા તથા સદેવંત એ ત્રણે એક રથમાં બેઠાં અને બીજા સ્વારો હાથી તથા ઘોડા પર બેસીને ત્રીજે દિવસે સદેવંત પોતાના બાપના ગામની ભાગોળે આવીને પોતાના બાપને સરવે હકીકત સાથે ખબર કહાવી એટલે પોતે વિચાર કર્યો કે મારે એક જ કુંવર છે તેની મરજી સાચવવી એમ ધારી પોતે સદેવંતના સામા ગયા પોતાના મહેલમાં તેડી લાવ્યા ત્યાં સદેવંતની માતાએ બે સ્ત્રીઓ તથા સદેવંતને હરખભેર પોંખી લીધા.

ચોપાઇ—ધીંધીં વાગ્યા ઢોલ, શહેર પોતાને આવીયાં,
આવ્યાં માંડવાની માંઇ, મોતીડે વધાવીયાં;
સરવે રાણી શીર મોડ, સાવળીંગા પટોધર થાપીયા,
આવ્યા ગરબાનાં કોડ, દુઃખ સરવેનાં કાપીયાં.

દોહરો

અષ્ટ જન્મની વાત આ. વાંચો સ્નેહ સહીત;
પણ સુનીતિને વશ રહે, તે પુરો પંડિત.

સમાપ્ત.